સિંઘજી, (નં. ૬૮ ને ૬૯,) વિ. સં. ૧૮૯૧-૯૨.

( ङ ) નોઘણજી અને તેનો પુત્ર પ્રતાપસિંઘજી, (નં. ૯૬) વિ. સં. ૧૯૧૦; અને

( ड ) પ્રતાપસિંઘજી, વિ. સં. ૧૯૧૬ (નં. ૧૦૩).

( फ ) સૂરસિંઘજી, (નં. ૧૧૧,) વિ. સં. ૧૯૪૦.

આ લેખોમાં આપેલી હકીકત તથા બૉમ્બે ગૅઝેટીઅર ( Bombay Gazetteer ) પુ. ૮, પૃ. ૫૫૯ માં આપેલી નવાનગર અને પાલિતાણાની હકીકત એ બંને મળતી આવે છે. ગૅઝેટીઅર પ્રમાણે જામ સતાજીના પુત્ર જામ જસોજીએ ઇ. સ. ૧૬૦૮ થી ૧૬૨૪ સુધી રાજ્ય કર્યું. જસોજી ને જસવન્ત માનવો એ કઠણ નથી. સતાજી એ સત્રસાલ, જેનું સં. શત્રુશલ્ય ( શત્રુઓને બાણ તુલ્ય ) થાય છે તેનું ટુંકું રૂપ છે. ગોહેલ વિષે આપણા જોવામાં આવે છે ( પૃ. ૬૦૪ ) કે ખન્દોજી બીજા પછી સવજી બીજો થયો. લેખમાં સાથે વર્ણવેલા આ એ છે, કારણ કે સવજીને ઇ. સ. ૧૭૬૬ ની પહેલાં પાંચ જમાના આગળ મૂક્યો છે. લેખમાં બીજા વર્ણવેલા માણસોને ગૅઝેટીઅરમાં ઉનડજી ઈ સ. ૧૭૬૬-૧૮૨૦. ખન્દોજી ચોથો, ૧૮૨૦ -૧૮૪૦. નોઘણજી ચોથો, ઇ. સ. ૧૮૪૦-૧૮૬૦. પ્રતાપસિંઘજી, ૧૮૬૦. સૂરસિંઘજી, ૧૮૬૦ થી ચાલુ. જો કે પાલીતાણા રાજ્ય કાઠીયાવાડના બીજા રાજાઓને ખંડણી આપે છે છતાં પણ નં. ૯૬ માં નોઘણજીને રાજરાજેશ્વર તથા મહારાજાધિરાજ કહેલા છે. વળી, ગૅઝેટીઅરમાં કહ્યા પ્રમાણે, ઠાકુર નોઘણજીને એટલી બધી આવક નહોતી; તેના વારસોને પાંચ લાખની આવક હતી; કારણ કે જ્યારે પ્રતાપસિંઘજીએ એ રાજ્ય પોતાના તાબામાં લીધું ત્યાંસુધી અમદાવાદના નગરશેઠ વખતચંદે ઇ. સ. ૧૮૨૧-૧૮૩૧ સુધી તેની જાગીર રાખી હતી. અમદાવાદ, મુંબઈ અને બીજા મોટા શહેરોના દાતાઓએ અંગ્રેજ સરકારનું નામ આપ્યું નથી. પણ હરખચંદ અગર હરખચંદ જે દમણબંદર અગર દમણનો હતો તેણે નં. ૪૫, વિ. સં. ૧૮૬૦ ના લેખમાં એમ કહેલું છે કે ' फिरंगीजातिपुरनकालबादसाहि ' એટલે કે પોર્તુગાલના રાજાએ તેને માન આપ્યું હતું. આની સાથે સરખાવતાં અમદાવાદના નગરશેઠની કૃતઘ્નતા જણાઈ આવે છે.

બીજી ઉપયોગી બાબત એ છે કે આ લેખોમાં જૈનસંપ્રદાયો જેવા કે ખરતર, તપા, આંચલ અને સાગર આદિ ગચ્છો વિષેની ઘણીજ માહિતી આપી છે.

પહેલા બે ગચ્છોનાં ગુરૂઓનાં નામો ડાકટર કલૅટે ( Klatt ) ઈન્ડીઅન એન્ટીકવેરી ( Indian Antiquary ), પુ. ૧૧, પૃ. ૨૪૫ માં પ્રકટ કર્યાં છે. તથા વાડિપુરપાર્શ્વનાથના દેવાલયની પ્રશસ્તિમાંથી પણ ખરતર પટ્ટાવલી પુ. ૧, પૃ. ૩૧૯ માં આપી છે. મારા જાણવા પ્રમાણે બીજી બે પટ્ટાવલીઓ હજુ સુધી બહાર આવી ન હોતીઃ—

## ૧. ખરતર ગચ્છની પટ્ટાવલી.

આ યાદી નં. ૧૭ માં આપી છેઃ—

૧. ઉદ્દ(દ)યોતનસુરિ.
૨. વર્ધમાનસુરિ, 'વસતિમાર્ગ-પ્રકાશક.'
૩. જિનેશ્વરસુરી, પહેલા.
૪. જિનચંદ્રસુરિ, પહેલા.
૫. અભયદેવસુરિ, નવાંગી વૃત્તિના કર્તા તથા સ્તંભનપાર્શ્વનાથને પ્રકટ કરનાર.
૬. જિનવલ્લભસુરી.
૭. જિનદત્તસુરિ, જેમને એક દેવતાએ 'યુગ પ્રધાન' [૩] નો ઇલ્કાબ આપ્યો.
૮. જિનચંદ્રસુરિ. બીજા.
૯. જિનપતિ સુરિ. [૪]
૧૦. જિનેશ્વરસુરિ, બીજા.
૧૧. જિનપ્રબોધસુરિ.
૧૨. જિનચંદ્રસુરિ, ત્રીજા.
૧૩. જિનકુશલસુરિ.
૧૪. જિનપદ્મસુરિ.
૧૫. જિનલબ્ધિસુરિ.
૧૬. જિનચંદ્રસુરિ ચોથા.
૧૭. જિનોદયસુરિ.
૧૮. જિનરાજસુરિ.
૧૯. જિનભદ્રસુરિ. [૫]
૨૦. જિનચંદ્રસુરિ, પાંચમા.
૨૧. જિનસમુદ્રસુરિ.
૨૨. જિનહંસસુરિ.
૨૩. જિનમાણિક્યસુરિ.

૨૪. જિનચંદ્રસુરિ, છઠ્ઠા, [૬] જેમણે દીલ્હીના પાતિસાહિ અકબરને બોધ આપ્યો અને તેથી તેમને યુગ પ્રધાનનો ઇલ્કાબ મળ્યો; તથા બધા દેશોમાં ૮ દિવસ હિંસા નહિ કરવાનું ફરમાન મળ્યું; તેમણે જહાંગીરને પ્રસન્ન કર્યો અને દેશપાર કરેલા સાધુઓને બચાવ્યા.

---

૩. નં ૧૮ માં પણ પહેલા ૭ સુરિયોનાં નામ આપેલાં છે.

૪. પાટણનીપ્રશસ્તિમાં પણ આજ નામ આપેલું છે અને તે ડાકટર કલૅટ (Klatt) ના જિનપતિ ( ઈન્ડી. એન્ટી. પુ ૧૧, પૃ. ૨૪૫ ) કરવાં વધારે સારૂં છે.

૫ નં. ૧૮ માં પણ છે.

૬. નં. ૧૮-૨૦, ૨૩ ૨૪ માં છે.

૨૫. જિનસિંહસૂરિ જેમણે ૧૨૫૦૦૦૦૦ ( સપાદકોટી ) ના ખર્ચે મંત્રી કરમચંદ્ર પાસે નંદિનો ઉત્સવ કરાવ્યો.[૭] જેઓ કઠિન કાશ્મીર અને અન્ય દેશોમાં ફર્યા, જેમણે અકબર સાહિને પ્રસન્ન કર્યો, જળચરોનો વધ એક વર્ષ સુધી બંધ કરાવ્યો, શ્રીપુર[૮], ગોલકુંડા ( ગોલકોંડા ) ગજ્જણા, (ધઝની) વિગેરે દેશોમાં પ્રાણિહિંસા બંધ કરાવી, તથા જેમણે જહાંગીર-નૂરદી-મહમ્મદ પાસેથી 'યુગપ્રધાન' નો ઇલ્કાબ મેળવ્યો.

૨૬. જિનરાજ[૯] જેમનાં મા બાપ સાહ ધર્મસી, અને ધારલદે હતાં, જેઓ બોહિત્થ જાતના હતા, જેમણે અંબિકા પાસેથી વરદાન મેળવ્યું અને ઘંઘાણીપુરની એક જુની પ્રતિમા ઉપરની પ્રશસ્તિ વાંચી. નં ૨૬ માં તેમને માટે બીજી મિતિ સં. ૧૬૮૨ ની છે.

અર્વાચીન લેખોમાં:—

જિનચન્દ્રસૂરિ, સંવત્ ૧૭૯૪[૧૦] ( નં. ૩૯ ); જિનહર્ષસૂરિ[૧૧] સંવત્ ૧૮૮૭ ( નં. ૬૦ ), સંવત ૧૮૮૮, સંવત્ ૧૮૯૧ ( નં. ૬૮ ), સં. ૧૮૯૨ ( નં. ૫૯ ); જિનમહેન્દ્રસૂરિ, જિનહર્ષસૂરિના અનુગ, સંવત ૧૮૯૩ (નં. ૮૦), જે પિપ્પલીય શાખાના છે એમ કહેલું છે ( નં. ૮૨-૫[૧૨] ) સંવત્ ૧૯૦૩ ( નં. ૮૮ ).

જિનસૌભાગ્યસૂરિ, જિનહર્ષના અનુગ, સંવત્ ૧૯૧૦ ( નં. ૧૬ ).

જિનમુક્તિસૂરિ, સંવત ૧૯૨૨ ( નં. ૧૦૬ ). અર્વાચીન લેખો જણાવે છે કે ખરતરગચ્છના ઘણા ગુરૂઓ હતા અને આ બાબત સર્વને સુવિદિત છે. ૧૮૭૪ માં જેસલમીરમાં જિનમુક્તસૂરિને હું મળ્યો, અને બિકાનેરમાં હેમસૂરિને પણ મળ્યો. આજ સંપ્રદાયના ત્રીજા યુગ પ્રધાનના શિષ્યો ૧૮૭૬ માં મને સુરતમાં મળવા આવ્યા હતા, તે વખતે તેમના ગુરૂ સુરત થઇને જતા હતા.

---

૭. નં. ૧૮-૨૦, ૨૩-૨૪ માં ' અકબર સાહિ આગળ ' એમ છે.

૮. નં. ૧૮ પ્રમાણે શ્રીકારતીપુર, નં. ૧૯ પ્રમાણે શ્રીકાર-શ્રીપુર, નં. ૨૩ પ્રમાણે શ્રીપુર

૯ નં. ૧૪-૨૦, ૨૩-૨૪, ૨૬ માં એજ પ્રમાણે છે.

૧૦ સં. ૧૮૩૩ માં ( કર્લ્ટમાં ) જિનચંદ્ર ( નં. ૬૫ ) છે.

૧૧ કર્લ્ટની યાદિ, ઇન્ડી૦ એન્ટી. પુ. ૧૧, પૃ. ૨૪૫ માં આ ઉલ્લેખ છે.

૧૨ નં. ૮૨-૮૫ માં જિનદેવના અનુગ જિનચંદ્રસૂરિ જીવતા હતા એવી ટીપ છે. પિપ્પલીઆ ખરતરગચ્છ વિષે જુઓ કર્લ્ટ, નં. ૫૬.

## ૨ તપાગચ્છની પટ્ટાવળી.

નં. ૧૨ માં પહેલાં વર્ધમાન ( પદ્ય ૨ ) નું નામ આવે છે; પછી સુધર્મ ( પદ્ય ૩ ), સુસ્થિત અને સુપ્રતિબુદ્ધ, કોટિક ગણના સ્થાપનાર ( પદ્ય ૪ ) વજ્ર, વજ્રી શાખાનો સ્થાપનાર ( પદ્ય ૫ ) વજ્રસેન અને તેના શિષ્યો નાગેન્દ્ર, ચન્દ્ર, નિર્વૃતિ અને વિદ્યાધર; એમાંના ત્રીજાએ ચાંદ્રકુલ ( પદ્ય ૬–૭ ) સ્થાપ્યું. જગચ્ચંદ્ર જેણે સંવત્ ૧૨૮૫ માં 'તપાબિરૂદ' ( પદ્ય ૯ ) મેળવ્યું. ત્યારબાદ નિચે પ્રમાણેઃ—

( ૧ ) * આનંદવિમલ ( ક્લૅટ નં. ૫૬ ) જેણે સંવત્ ૧૫૮૨ ( પદ્ય ૧૦–૧૧ ) માં યતિઓની વર્તણુંક સુધારી,

( ૨ ) વિજયદાન ( ક્લૅટ નં. ૫૭ ) ( પદ્ય. ૧૨–૧૩ ).

( ૩ ) હીરવિજય ( ક્લૅટ નં. ૫૮ ) (પદ્ય ૧૪–૨૪,) જેમને સાહિ અકબરે મેવાતમાં બોલાવ્યા હતા. જેમણે સં. ૧૬૩૯ માં ૭ માસ સુધી પ્રાણિવધ અટકાવવાને, મરેલા માણસની મિલ્કત જમ નહિ કરવાને, જીજિઆ વેરો અને શુલ્ક છોડી દેવાને. કેદીઓને છુટા કરવાને, બાંધેલાં પશુ પક્ષીઓને છુટાં મુકવાને, શત્રુંજય જૈનોના હસ્તગત કરવાને અને જૈન પુસ્તકાલય સ્થાપવાને ( पौस्तुकं भांडागारम ), બાદશાહ પાસેથી ફરમાન કઢાવ્યાં; જેમણે [૧૩]લુમ્પકાના ગુરૂ મેઘજીને જૈન બનાવ્યો, જેમણે તપાગચ્છમાં ઘણા લોકોને આણ્યા. ગુજરાત અને બીજા દેશોમાં ઘણાં દેવાલયો બંધાવરાવ્યાં તથા ગુજરાત માળવા વિગેરેના ઘણા લોકોને શત્રુંજયની યાત્રા કરવાને કર્યું. નં. ૧૧૮ ( આ સંગ્રહમાં નં. ૩૩ ) માં આવી એક યાત્રાનું વર્ણન આપે છે જે વિમલહર્ષ તથા બીજા ૨૦૦ સાધુઓએ કરી હતી. વળી એજ લેખમાં કહ્યું છે કે હીરવિજય + સાફ ( Sapha ) જાતના

* જગચ્ચંદ્રસુરિ પછી તરતજ આનંદવિમલસૂરિ થયા એમ નથી, પરંતુ તેમની શિષ્યપરંપરામાં કેટલાક આચાર્યો થયા પછી સોળમા સૈકાની અંતમાં આ આચાર્ય થયા હતા. બાકી જગચ્ચંદ્રસૂરિ તો તેરમા સૈકાની અંતે થયેલા છે. કે જે ઉપર લખવામાં આવ્યું છેજ—**સંગ્રાહક.**

૧૩. લુમ્પકો વિષે જુઓ ભાન્ડારકરનો 'રીપોર્ટ ઓન સં. મૅન્યુસ્ક્રીપ્ટ્સ' ૧૮૮૩-૮૪, પૃ. ૧૫૩.

+ મૂળ લેખમાં सुविहितसाधुक्षीरसागरप्रोल्लासितशीतपादानां ( ક્રિયાપાત્ર એવા સાધુ રૂપ સમુદ્રને ઉલ્લસિત કરવામાં ચંદ્ર જેવા) એવું હીરવિજયસુરિનું વિશેષણ છે. એ

હતા. નં. ૧૩ પ્રમાણે, તેઓ સં. ૧૬૫૨ માં ભાદરવા સુદ ૧૦ મના દિવસે ઉન્નત-દુર્ગમાં અન્નનો ત્યાગ કરી મરી ગયા, અને તેમની પાદુકાઓ તેજ વર્ષમાં માર્ગ વદિ ૯ ને દિવસે, સોમવારે, સ્તંભતીર્થ ( ખંભાત ) ના ઉદયકર્ણે બનાવરાવી અને વિજયસેને તેમની પ્રતિષ્ઠા કરી.

( ૪ ) વિજયસેન (ક્લૅટ, નં. ૫૯ ) ( પદ્ય ૨૫–૩૪ ). જેમને અકબરે લાભપુર ( લાહોર ) માં બોલાવ્યા હતા, અને જેમણે તેની પસેથી ઘણું માન તથા એક ફરમાન મેળવ્યું, જેમાં ગૌવધ, બળદો તથા ભેંસોની હિંસા, મરેલા મનુષ્યોની મિલકત જપ્ત કરવાનું તથા લડાઇના કેદીઓ પકડવાનું બંધ કરવામાં આવ્યું હતું. જેમણે ચોલી બેગમ ( ચોલી વેગમ ) ના પુત્ર, રાજા, ના આવકારથી ગુજરાતમાં આવવાની મહેરબાની કરી. છેલ્લી મિતિ સંવત ૧૬૫૦.

( ૫ ) વિજયદેવ ( ક્લૅટ નં. ૬૦ ) નું નામ નં. ૨૫. સં. ૧૬૭૬, નં. ૩૧, સં. ૧૬૯૬, નં. ૩૨, ૩૩, સં. ૧૭૧૦ માં આવે છે આ લેખો ઉપરથી જણાય છે કે તેમણે પાતિસાહિ જહાંગીર પાસેથી 'મહાતપા' નો ઇલ્કાબ મેળવ્યો. તેમનો વારસ વિજયસિંહસૂરિ જે. ક્લૅટના કહેવા પ્રમાણે, તેમના પહેલાંજ પંચત્વને પામ્યો ( સં. ૧૭૦૯ ) તેનું નામ નં. ૩૨, સંવત ૧૭૧૦ માં આવે છે. તેમાં એમ કહેલું છે કે સહસ્રકૂટ તીર્થ તેમના ઉપદેશથી અર્પણ કરવામાં આવ્યું હતું.

( ૬ ) વિજયપ્રભ ( ક્લૅટ નં. ૬૧ ) નું નામ નં. ૩૨. સં. ૧૭૧૦, માં આવે છે. તેમને 'આચાર્ય' અને 'સૂરિ'ના ઇલ્કાબો મળેલા છે. અને તેથી એમ લાગે છે કે તેઓ હજુ સુધી મુખ્ય ગુરૂ નહિ હોય. વિજયદેવને અહીં ભટ્ટારક કહેલા છે; પણ આ ક્લૅટની પટ્ટાવળીની વિરૂદ્ધ છે, કારણ કે તેમાં વિજયદેવનું મૃત્યુ સં. ૧૭૦૯ માં થયું એમ કહેલું છે. §

---

વાક્યમાં સાધુ શબ્દના 'ધુ' ને બુલ્હરે 'ફ' વાંચી હીરવિજયસૂરિને સાફ ( Sapha ) જાતના બતાવવાની મ્હોટી અને હસવા જેવી ભૂલ કરેલી છે.—સંગ્રાહક.

§ આ આખો પેરો ભૂલ ભરેલો છે. હકીકત એમ છે કે, વિજયદેવસૂરિએ પોતાની પાટે બેસવા માટે પ્રથમ વિજયસિંહને સૂરિપદ આપ્યું હતું, પરંતુ તેઓ થોડાજ સમય પછી સ્વર્ગસ્થ થઇ ગયેલા હોવાથી પછી વિજયપ્રભને સૂરિપદ આપવામાં આવ્યું. ક્લૅટે વિજયદેવસૂરિનો સ્વર્ગવાસ જે સંવત ૧૭૦૯ માં લખ્યો છે તે પણ ખોટો છે કારણ કે તેમનો કાલ સં. ૧૭૧૩ માં થયો હતો.—સંગ્રાહક.

અર્વાચીન લેખોમાં આ પ્રમાણે છે:—

વિજયક્ષમાસૂરિ, નં. ૩૮

વિજયદયાસૂરિ, નં. ૩૭, ભટ્ટારક, સં. ૧૭૮૮. ( સુમતિસાગર, ન. ૩૭ તથા ભટ્ટારક, નં. ૩૮, સં. ૧૭૯૧ )

વિજયજિનેન્દ્રસૂરિ, નં. ૪૮, સં. ૧૮૪૩, નં. ૪૬-૪૯ સંવત ૧૮૫૦.

વિજયધનેશ્વરસૂરિ, નં. ૭૮ સં. ૧૮૯૩.

વિજયદેવેન્દ્રસૂરિ[૧૪], નં, ૮૬, સં. ૧૮૯૭, નં. ૮૯, સં. ૧૯૦૫, નં. ૪૨, સં. ૧૯૦૮, નં. ૯૭, સં. ૧૯૧૧, નં. ૧૦૪. સંવત્ ૧૯૧૬, નં. ૧૦૭. સં. ૧૯૨૪.

વિદ્યાનંદસૂરિ. જે ધનેશ્વરના અનુગહતા, નં. ૧૦૩, સં. ૧૯૧૬. નં. ૭૬, સં. ૧૮૯૩ અને નં. ૯૩ સં. ૧૯૪૦ માં વિજયસિંહસૂરિના વંશના સંવિજ્ઞયમાર્ગીય તપાગચ્છનું નામ આપ્યું છે.

## ૩–આંચળ અગર વિધિપક્ષ ગચ્છની પટ્ટાવળી.

પહેલા સત્તર ગુરૂઓનાં નામો સં. ૧૬૭૫ના નં, ૨૧ અને સં. ૧૬૮૩ ના નં. ૨૭ માં આપ્યાં છે, તથા બાકીનાનાં નામો સંવત્ ૧૯૨૧ ના નં. ૧૦૫ ( આ સંગ્રહમાં નં. ૩૨ ) માં છે.

( ૧ ) આર્યરક્ષિત.
( ૨ ) જયસિંહ.
( ૩ ) ધર્મઘોષ.
( ૪ ) મહેંદ્રસિંહ
( ૫ ) સિંહપ્રભ.
( ૬ ) દેવેન્દ્ર અગર દેવેન્દ્રસિંહ.
( ૭ ) ધર્મપ્રભ.
( ૮ ) સિંહતિલક.
( ૯ ) મહેન્દ્ર.
( ૧૦ ) મેરૂતુંગ.
( ૧૧ ) જયકીર્તિ.
( ૧૨ ) જયકેશરિ.
(૧૬) ધર્મમૂર્તિ.
(૧૭) કલ્યાણસાગર અગર કલ્યાણસમુદ્ર, સંવત ૧૬૭૫ અને ૧૬૮૩.
(૧૮) અમરસાગર.
(૧૯) વિદ્યાસાગરસૂરિ (વિદ્યાબ્ધિ)
(૨૦) ઉદયાર્ણવ અગર ઉદયસાગર
(૨૧) કીર્તિસિંધુ અગર કીર્તિસાગર, ( નં. ૫૧, સંવત્ ૧૮૬૧.)
(૨૨) પુણ્યોદધિ અગર પુણ્યસાગર, ( નં. ૫૧, સં. ૧૮૬૧ )
(૨૩) મુક્તિસાગર, સંવત્ ૧૯૦૫.[૧૫]
(૨૪) રત્નોદધિ, સં ૧૯૨૧.

---

૧૪. તેની જોડણી વળી આમ પણ થાય છે: વિજયદેવીન્દ્ર, અને વિજયદેવીદ્ર.

૧૫. નં. ૯૦. તેના પહેલાં રાજેન્દ્રસાગર છે, સંવ ૧૮૮૬, નં. ૫૬ ત

(૧૩) સિદ્ધાંતસમુદ્ર અગર સિદ્ધાંતસાગર.
(૧૪) ભાવસાગર.
(૧૫) ગુણનિધાન અગર ગુણસમુદ્ર.
(૨૫) વિવેકસાગર, સંવત ૧૯૪૦, ( નં. ૧૧૧. )

## ૪ સાગરગચ્છની પટ્ટાવળી.

આયાદી, ઘણી ખરી, નં. ૯૧ માં આવી છે અને તેમાં અર્વાચીન મિતિ સં. ૧૯૦૫ છે.

(૧) રાજસાગર.
(૨) વૃદ્ધિસાગર.
(૩) લક્ષ્મીસાગર.
(૪) કલ્યાણસાગર.
(૫) પુણ્યસાગર.
(૬) ઉદયસાગર.
(૭) આણન્દસાગર.
(૮) શાંતિસાગર, સંવત ૧૮૮૬, નં. ૫૫, નં. ૫૯; સંવત ૧૮૮૯, નં. ૬૨, નં. ૬૫; સંવત ૧૮૯૬, નં. ૭૦, નં. ૭૧, નં. ૭૨, નં. ૭૯.

## બીજા બે ગચ્છોના ગુરૂઓનાં નામ.

(૧) રાજસોમસૂરિ, લઘુપોસાલ ગચ્છ, નં ૪૨. સં. ૧૮૧૫,

(૨) પંડિત અણન્દકુશળ, પાશચન્દ ગચ્છ, નં. ૯૫, સં. ૧૯૦૮.

કોઇને એમ વિચાર ઉત્પન્ન થાય કે 'પાયચન્દ' એ પાશચન્દ અગર પાસચન્દને બદલે ભૂલથી વાપર્યું છે, પણ જુઓ ભાન્ડારકરનો 'રીપોર્ટ ઓન સં. મેન્યુસ્ક્રીપ્ટસ' ૧૮૮૩–૮૪, પૃ. ૧૩૫.

જૈન સાધુઓના વિભાગો પછી, શ્રાવકોના વિભાગો જાણવા જરૂરના છે, અને સુભાગ્યે એવી બાબતોની માહિતી આપણા આ લેખોમાં આપી છે. લેખોમાં જે જે ન્યાતોનાં નામો વપરાએલાં છે તે સૌમાં, ઓસવાલનું નામ ઘણીવાર આવે છે. કારણકે આ ન્યાત જો કે બહુ ઉમદા કુલમાંથી ઉતરી આવેલી નથી, * પરંતુ તે ઘણી પૈસાદાર છે. તેનાં જુદાં જુદાં રૂપો વાપર્યાં

* ડૉ. બુલ્હરનું આ કથન ભૂલ ભરેલું છે. કારણ કે ઓશવાલ જાતિ વિશુધ્ધ ક્ષત્રિયો–રાજપૂતોની બનેલી છે. ક્ષત્રિયોમાં માંસભક્ષણ અને મદ્યપાન પ્રચલિત હોવાથી તેમનાથી જુદા કરવા માટે પૂર્વના જૈનાચાર્યોએ, જૈનધર્માનુયાયી ક્ષત્રિયોને એ ઓશવાલ જાતિના રૂપમાં મુકયા છે.- સંગ્રાહક.

છે. ( ૧ ) ઉપકેશ જ્ઞાતિ ( નં. ૨૧ ) વંશ, ( નં. ૨૬ ) ; ( ૧ ) ઊકેશ અગર ઉકેશ ( નં. ૩૩ અને ૬૦ ); ( ૩ ) ઓઇશિ વંશ ( નં. ૩૯ ); ( ૪ ) ઓશ અગર ઓસ; ઘણીવાર આ શબ્દો સાથે ' વાલ ' આવે છે; અને ( ૫ ) ઉશ ( નં. ૧–૩ ) અગર ઉસ ( નં. ૧૦૨ ).

મૂળ સં. શબ્દ ' उपकेश ' ઉપરથી આ બીજા શબ્દો થયા છે એમાં કાંઇ સંશય નથી. [૧૬]કેવી રીતે ઊકેશ, ઉકેશ, ઉશ અને ઉસ એ શબ્દો થયા છે એ સર્વને વિદિત થશે. ઓઇશ, ઓશ અને ઓસ, વિષે કહેવું જોઇએ કે જૈન અને મહારાષ્ટ્રી પ્રાકૃત ભાષાના નિયમો પ્રમાણે ' ઉપ ' ને બદલે ' ઓ ' વાપરી શકાય ( જુઓ હેમચંદ્ર, પ્રાકૃત વ્યાકરણ, ૧, ૧૭૩ ).

આ પ્રખ્યાત જ્ઞાતિના ખરા નામ ઉપરાંત. પાલિતાણાના લેખોમાં તેના મૂળ વિષેની દંતકથા આપી છે. નં. ૧ માં—

( પદ્ય ૮ ) વર્ણા—ગોપટેકરી ઉપર, શ્રી આમરાજ નામનો મ્હોટો ( રાજા ) થયો જેને શ્રી બપ્પભટ્ટીએ બોધ આપ્યો. તેની સ્ત્રી કોઈ વેપારીની કન્યા હતી ( પદ્ય ૯ ) તેના ગર્ભમાંથી પવિત્ર રાજકોષ્ઠાગાર વંશના તથા પવિત્ર ઓશજ્ઞાતિના નીચે પ્રમાણે મનુષ્યો જન્મ્યા.

આનો અર્થ એવો જણાય છે કે ઓશજ્ઞાતિ તથા રાજકોષ્ઠાગારવંશ જે ઓશજ્ઞાતિનોજ વિભાગ છે તેનું મૂળ, આમ રાજા અને તેની વૈશ્ય સ્ત્રી-માંથી ઉત્પન્ન થયું છે. પટ્ટાવલી અને પ્રબંધોના કહેવા પ્રમાણે, આમ જેની હયાતી ઐતિહાસિક લેખોથી પૂરવાર કરવામાં આવી નથી, તે વિ. સં. ૮૦૦[૧૭] માં થયો હતો. વિશેષમાં, કર્મરાજનો વંશ જે પદ્ય ૧૦–૨૦ સુધીમાં આપ્યો છે તે પૂરો નહિ હોય, તેમાં માત્ર સાત પુરૂષોનાં નામો છે અને આમ રાજાની મિતિથી આ લેખની મિતિ સંવત્ ૧૫૮૭ સુધીના ૭૬ સૈકામાં આટલાજ પુરૂષો થયા હોય એ અસંભવિત છે. ‡

---

૧૬. જુઓ, ઇન્ડી. એન્ટી., પૃ. ૧૯, પા. ૨૩૩,

૧૭. જુઓ, એસ. પી પંડિતનું, ' गौडवहो ' કાવ્ય. પૃ. ૧૩૭.

‡ ઓસવંશ યા ઓસવાલ જ્ઞાતિનું મૂળ આમરાજ નથી પણ તેની એક સ્ત્રી જે વ્યવહારીપુત્રી હતી તેની સંતતિ ક્ષત્રિય જ્ઞાતિમાં ન ભળતાં ઓસવાલ જ્ઞાતિમાં ભળી. અને તેનું કુળ રાજકોષ્ઠાગાર (કોઠારી) ના નામથી પ્રસિદ્ધ થયું કે જેમાં પાળ-ણાથી કર્માસાહના પૂર્વજો જન્મ્યા.

લેખોમાં ઓસવાળ જ્ઞાતિના બીજા વિભાગો પણ આપ્યા છેઃ—

૧.—વૃદ્ધશાખા, જેના નીચે પ્રમાણે ગોત્રો આપેલા છે—(૧) ઊહડ, નં. ૩૩; ( ૨ ) છાજેડા, નં. ૧૦૬; ( ૩ ) નાડુલ, નં. ૩૮, ૩૯; ( ૪ ) નાહટા, નં. ૮૦; ( ૫ ) મુંમિયા, નં. ૬૬; ( ૬ ) રાજકોષાગાર, નં. ૧, ૨, ૩; ( ૭ ) દુગડ, નં. ૬૮; ( ૮ ) લાલણ, નં ૨૧; (૯) લુણીયા, નં. ૬૦; ( ૧૦ ) લોઢા; નં. ૧૬.

૨.—લઘુશાખા જેમાં ( ૧ ) નગડા ગોત્ર ( નં. ૯૦ ) અને ( ૨ ) સોત ગોત્ર ( નં. ૧૧ ) છે.

૩.—+ અદ્દેશાખા, જેમાં કુંકુમલોલ ગોત્ર ( નં. ૯૧, ૯૮, અને ૯૯ ) છે. આ શાખા અને ગોત્રના મનુષ્યો જે અમદાવાદના નગરશેઠના વંશનાં છે તેઓ મેવાડના સીસોદીઆ રાજપુતોનાં સગાં હોવાનો દાવો કરે છે.—જુઓ નં. ૯૧ વિસાઓસવાળ વિષે નં. ૬૫ માં આવે છે.

ત્યાર પછી બીજી જ્ઞાતિ શ્રીમાલીની છે. આ નામ શ્રીમાળ અગર ભિલ્લમાળ, હાલનું ભીન્માળ, જે મેવાડની દક્ષિણે છે, તેના નામ ઉપરથી પડયું છે. તેમાં—

૧—વૃદ્ધશાખા, નં. ૩૭, ૧૧૨, જેના પેટા વિભાગો આપ્યા નથી;

૨—લઘુશાખા, નં. ૨૯, ૩૪, ૭૬, જેમાં નં. ૪૮ માં કહ્યા પ્રમાણે કાશ્યપગોત્રના લોકો આવે છે કે જેઓ પરમાર રાજપુતોની સાથે સંબંધ હોવાનો દાવો કરે છે.

વીસાશ્રીમાળીનું નામ, નં. ૯૫ માં આવે છે.

વળી, ત્રીજી ઉપયોગી જ્ઞાતિ પ્રાગ્વાટ, અગર પ્રાગ્વંશ, ( નં. ૪, ૬, ૮ ) અગર હાલમાં પોરવાડ યા પોરવાળ, ની છે. નં, ૧૫, ૧૭, ૨૫ અને ૪૧ માં તેની લઘુશાખા વિષે આવે છે. તેથી તેના પણ બે વિભાગ હોય તેમ જણાય છે. વીસાપોરવાડ અગર પોરવાળ વિષે નં. ૫૦ અને ૯૭ માં આવે છે, તથા દસા પોરવાડ વિષે ૧૦૭ માં આવે છે. બીજી કેટલીક જ્ઞાતિઓ છે

+ લેખોમાં ' અદ્દેશાખા ' નથી પરંતુ ' આદીશાખા ' છે. ડૉ. બુહ્લર ભૂલથી ' આદિ ' ના બદલે અદ્દે (Addai ) વાંચે છે અને તેને પણ કોઇ ત્રીજી શાખા સમજે છે. ' આદીશાખા ' એ ' વૃદ્ધશાખા ' નોજ પર્યાયવાચી શબ્દ છે.-સંગ્રાહક.

જે એક એક લેખમાં છે. ગૂર્જર જ્ઞાતિ: ( નં. ૧૦૩ ) + મુહતાગોત્ર, ( નં. ૧૦૫ ) સંઘવાળ ગોત્ર, અને કોચરસંતાન ( નં. ૧૪ ).

* દાતાઓની માતૃભૂમિ નીચે પ્રમાણે:—

( ૧ ) અજમેર, એટલે, રાજપુતાનામાં આવેલું અજમીર.
( ૨ ) અણહિલ્લપુર, તેને પટ્ટણ પણ કહે છે.
( ૩ ) અન્તરપુર, વાગ્વર દેસ અગર ડુંગરપુરમાં.
( ૪ ) અમદાવાદ, તેનું સંસ્કૃત નામ 'રાજનગર' સાત વખત વપરાયું છે.
( ૫ ) ઉગ્રસેનપુર.
( ૬ ) કપડવણજ, ખેડા જીલ્લામાં.
( ૭ ) કાશી અગર બનારસ.
( ૮ ) કોઠારા, કચ્છમાં.
( ૯ ) ખમ્ભનયર, કદાચ ખંભાત.
( ૧૦ ) ગન્ધાર, ભરૂચ જીલ્લામાં.
( ૧૧ ) ચિત્રકૂટ અગર ચિતોડ, મેવાડમાં.
( ૧૨ ) ચુલા ( Cheula ) , કદાચ ચૅાલ (Chaul) મુંબઇ નજીક.
( ૧૩ ) જેસલમેર, મારવાડનું જેસલમીર.
( ૧૪ ) દમણ બન્દિર, દમણ ગુજરાતમાં.
( ૧૫ ) દ્વીવ બન્દિર, દિવ ( Div ) કાઠીઆવાડમાં.
( ૧૬ ) દેવગિરિ અગર દોલતાબાદ, દખ્ખણમાં.
( ૧૭ ) ધાણપુર.
( ૧૮ ) નબાનપુર, કચ્છમાં.
( ૧૯ ) નલિનપુર, કચ્છમાં.
( ૨૦ ) નવાનગર, કાઠીઆવાડ.
( ૨૧ ) પાલણપુર, ઉત્તર ગુજરાતમાં.
( ૨૨ ) બાલુચર.

---

+ મુહતા, સંઘવાલ અને કોચર, જુદી જાતો નથી પરંતુ ઓસવાલજ્ઞાતિનાજ ગોત્રો છે.—**સંગ્રાહક.**

* 'દાતાઓ' થી મતલબ મંદિરો બનાવનારા અને મૂર્તિઓ કરાવનારા શ્રાવકો સમજવાનું છે.-**સંગ્રાહક.**

( ૨૩ ) ભાવનગર, કાઠીઆવાડ.
( ૨૪ ) મકસુદાવાદ—બાલુચર અગર મક્ષુદાવાદ.
( ૨૫ ) મુમ્બઇ ( Bombay ).
( ૨૬ ) મેસાણા, ગુજરાતમાં.
( ૨૭ ) રાધનપુર, ઉત્તર ગુજરાત.
( ૨૮ ) વીકાનેર, અગર બીકાનેર, ઉત્તર રાજપુતાનામાં.
( ૨૯ ) વીસલનગર, ઉત્તર ગુજરાત.
( ૩૦ ) સિરોહિ, દક્ષિણ રાજપુતાના.
( ૩૧ ) સુરત બંદિર. ગુજરાતમાં.
અમદાવાદ અગર રાજનગરનું નામ ઘણીવાર આવે છે.

અંગ્રેજી તારીખોને હિંદુ તિથિઓ સાથે સરખાવવા માટે શત્રુંજયના આ લેખો એક સંપૂર્ણ ખાન સમાન છે. કારણ કે એ દરેક લેખમાં દિવસો ની સાથે વાર પણ આપેલા છે.''

આ પ્રમાણે શત્રુંજયના સમગ્ર લેખોનું સંક્ષેપમાં વિવેચન કરી, ડૉ. બુલ્હરે તેની નીચે ૩૩ લેખો તો મૂળ સંસ્કૃતમાંજ આપ્યા છે પછી બાકીનાનો અંગ્રેજીમાં માત્ર સારજ આપી દીધો છે. એજ ૩૩ મૂળ લેખો મ્હેં આ સંગ્રહમાં સર્વથી પ્રથમ આપ્યા છે. ડૉ. બુલ્હરે એ લેખોના વિષયમાં બહુજ સંક્ષિપ્ત નોંધ લખી છે તેમજ ભૂલો પણ અનેક કરી છે; તેથી મ્હારે તેમના વિષયમાં કાંઈક વિશેષ અને લેખવાર પ્રથક્ પ્રથક્, ક્રમપૂર્વક, લખવાની આવશ્યકતા હોવાથી આ પંક્તિઓની નીચે તેજ પ્રારંભું છું.

( ૧ )

**નંબર ૧ નો શિલાલેખ, શત્રુજય પર્વત ઉપરના સૌથી મ્હોટા અને મુખ્ય મંદીરના પૂર્વ બાજુના દ્વારના એક સ્થંભ ઉપર, મ્હોટા શિલાપટ્ટમાં કોતરેલો છે. આની કુલ ૫૪ પંક્તિઓ છે. અને દરેક પંક્તિમાં ૪૦ થી ૫૦ અક્ષરો ખોદેલા છે. આ લેખમાં, વિક્રમ સંવત્ ૧૫૮૭ માં, ચિત્રકૂટ ( ચિતોડ ) વાસી ઓસવાલજ્ઞાતિકુલમણિ કર્માસાહે, શત્રુંજયનો પુનરૂદ્ધાર કરી, ફરીથી નવી પ્રતિષ્ઠા કરી તેનું**

વર્ણન છે. એ ઉદ્ધારનું સવિસ્તર વૃત્તાન્ત, પંડિત શ્રીવિવેકધીર ગણિના રચેલા શત્રુંજયતીર્થોદ્ધારપ્રબન્ધ માં મ્હેં આપ્યું છે તેથી અત્રે પુનરૂકત કરવાની આવશ્યકતા નથી. માત્ર એ લેખોકત હકીકતનું સૂચન કરવું આવશ્યક છે.

પ્રારંભમાં જે ગદ્ય-પંકિતઓ આપેલી છે તેમાં જણાવ્યું છે કે, સંવત્ ૧૫૮૭ માં, જે વખતે કર્માસાહે એ પ્રતિષ્ઠા કરાવી તે સમયે ગુજરાતનો સુલ્તાન બહાદુરશાહ રાજ્ય કરતો હતો. એ સુલ્તાન, બાદશાહ મહિમૂદ ( મહમ્મદ બેગડા ) ની ગાદિએ આવનાર બાદશાહ મહાફર ( મુઝ્ઝફર ) ની ગાદિએ બેઠો હતો. બહાદુરશાહ તરફથી સૌરાષ્ટ્ર ( સોરઠ-કાઠિયાવાડ ) નો રાજ્યકારોબાર સુબેદાર મઝાદખાન ( અગર મુજાહિદખાન ) ચલાવતો હતો.

પદ્ય ૧ થી ૭ સુધીમાં મેદપાટ ( મેવાડ ) ની રાજધાની ચિત્રકૂટ ( ચિત્તોડ ), તથા ત્યાંના ( ૧ ) કુંભરાજ, ( ૨ ) રાજમલ્લ, ( ૩ ) સંગ્રામસિંહ અને ( ૪ ) રત્નસિંહ; એ ૪ રાજાઓનો ઉલ્લેખ કરેલો છે. પ્રતિષ્ઠાના સમયે છેલ્લો રાજા-રત્નસિંહ ત્યાં રાજ્ય કરતો હતો. ૮ થી ૨૨ સુધીના શ્લોકોમાં કર્માશાહના વંશનું અને કુટુંબનું સંક્ષિપ્ત વર્ણન છે. ગોપગિરિ ( હાલનું ગ્વાલીયર ) માં, પહેલાં આમરાજ કરીને એક રાજા થઈ ગયો છે જેને બપ્પભટ્ટિ સૂરિ નમના જૈનાચાર્યે પ્રતિબોધ આપી જૈન ધર્માનુયાયી બનાવ્યો હતો. તેને એક સ્ત્રી વ્યવહારી પુત્રી ( વણિક્ કન્યા ) હતી. તેની કુક્ષિમાં જે પુત્રો ઉત્પન્ન થયા તેઓ રાજકોષ્ઠાગાર ( રાજ-કોઠારી = ભંડારી ) કહેવાયા અને તેમનું કુળ ઓસવંશ ( ઓસવાલ ) જ્ઞાતિમાં ભળ્યું. તે કુળમાં પાછળથી સારણદેવ નામનો એક પ્રસિદ્ધ પુરૂષ થયો કે જેની ૯ મી પેઢીએ, એ પ્રસ્તુત ઉદ્ધારનો કર્તા કર્મા સાહ થયો. એ ૯ પેઢીઓનાં નામ આ પ્રમાણે છે:—સારણદેવ, તેનો પુત્ર (૧) રામદેવ, તેનો પુત્ર ( ૨ ) લક્ષ્મસિંહ, તેનો પુત્ર (૩) ભુવનપાલ, તેનો પુત્ર (૪) ભોજરાજ, તેનો પુત્ર ( ૫ ) ઠકકરસિંહ, તેનો પુત્ર (૬) ખેતા, તેનો પુત્ર ( ૭ ) નરસિંહ અને તેનો પુત્ર ( ૮ ) તોલા

સાહ થયો. તોલાસાહને લીલૂ નામની ( કે જેનું બીજું નામ તારાદે હતું ) સ્ત્રી હતી. તે સુશીલા અને ભાગ્યશાલીની હતી. તેને ૬ પુત્રો અને એક પુત્રી થઈ. એ દરેક પુત્રને પણ પુત્રાદિ વિસ્તૃત સંતતિ હતી. બધાનાં નામો આ પ્રમાણે છેઃ—

| પુત્ર— | ૧ રત્નાસાહ. | ૨ પોમાસાહ. | ૩ ગણાસાહ. | ૪ દશરથ. | ૫ ભોજાસાહ. |
|---|---|---|---|---|---|
| પુત્રસ્ત્રી. | રજમલદે. | ૧ પદમાદે. ૨ પાટમદે. | ૧ ગઉરાદે. ૨ ગારવદે. | ૧ દેવલદે. ૨ દૂરમદે. | ૧ ભાવલદે. ૨ હર્ષમદે. |
| પૌત્ર. | શ્રીરંગ. | માણિક. હીરા. | દેવા. | કોલ્હા. | મંડન. |

૬ ઠો પુત્ર કર્માસાહ હતો. તેને પણ બે સ્ત્રિઓ હતી. પહેલી કપૂરદે અને બીજી કામલદે. કામલદેને એક પુત્ર અને ૪ પુત્રીઓ હતી. પુત્રનું નામ ભીખજી અને પુત્રિઓનાં નામ બાઈ સોભા, બાઈ સોના, બાઈ મના, અને બાઈ પના, હતાં. કર્મા સાહની ભગિનીનું નામ સુહવિ હતું.

કર્માસાહનું રાજદરબારમાં મ્હોટું માન હતું. વિવેકધીર ગણિએ તેને કપડાનો મ્હોટો વ્યાપારી બતાવ્યો છે. પરંતુ આ પ્રશસ્તિમાં તેને રાજકારભારમાં ધુરીણ ( राज्यव्यापारभारधौरेयः ) અર્થાત્ પ્રધાન લખ્યો છે. કદાચ, એ વાક્યનો અર્થ ' રાજ્યની સાથે વ્યાપાર (વાણિજ્ય) કરવામાં અગ્રેસર ( એટલે મ્હોટો રાજ્યવ્યાપારી ) ' એમ પણ થઇ શકે.

૨૪ થી ૩૨ પદ્યો માં કહ્યું છે કે, કર્માસાહે સુગુરૂ પાસે શત્રુંજય તીર્થનું મહાત્મ્ય સાંભળી તેનો પુનરૂદ્ધાર કરવા ઇચ્છા કરી. પોતાની જન્મભૂમિથી ગુજરાતમાં આવી, બાદશાહ બહાદુર પાસેથી, ઉદ્ધાર કરવાની આજ્ઞા વિષયક ' સ્ફુરન્માન ' ( ફર્માન ) મેળવી શત્રુંજય ગયો. સોરઠના સુબેદાર મઝાદખાનને ત્યાં રવા ( યા રવિરાજ ) અને નરસિંહ નામના બે કારભારિઓ હતા તેમણે કર્માસાહનો બહુ આદર સત્કાર કર્યો. તેમની સહાનુભૂતિથી કર્માસાહે અગણિત દ્રવ્ય ખર્ચી સિદ્ધાચલનો શુભ ઉદ્ધાર કરી, સંવત્ ૧૫૮૭ અને શાકે ૧૪૫૩ ના વૈશાખ

માસના કૃષ્ણપક્ષની ૬ ના દિવસે, અનેક સંઘો અને અનેક મુનિ-આચાર્યોના સંમેલનપૂર્વક, કલ્યાણકર પ્રતિષ્ઠા કરાવી.

પછીના પદ્યોમાં કર્માસાહની, આ કાર્ય કરવા માટે, પ્રશંસા કરવામાં આવી છે. અંતમાં, ગદ્યમાં, મન્દિરોનું સ્માર કામ કરનારા કેટલાક સૂત્રધારો ( સલાટો-કારીગરો ) નાં નામો આપ્યાં છે. આમાંના થોડાક તો ખુદ કર્માસાહના જન્મસ્થાન-ચિત્તોડના રહેનારા છે અને બાકીના ગુજરાતની રાજધાની અમદાવાદના વાસિઓ છે.

આ પ્રશસ્તિના કર્તા, પંડિત સમયરત્નના શિષ્ય કવિવર લાવણ્યસમય છે કે જેમણે विमलप्रबंध આદિ અનેક પુસ્તકો લખ્યાં છે. शत्रुंजयतीर्थोद्धारप्रबंध ના લેખક પંડિત વિવેકધીર ગણિએ, સુત્રધારને કોતરવા માટે, શિલાપટ્ટ ઉપર આ પ્રશસ્તિ આલેખી છે.

( ૨-૩ )

બીજા નંબરનો લેખ, શત્રુંજય તીર્થપતિ શ્રીઆદિનાથ ભગવાન્‌ની પ્રતિમાની બેઠક ઉપર, ૫ પંક્તિમાં, અને ત્રીજા નંબરનો, આદીશ્વર ભગવાન્‌ના મંદિરની સન્મુખ આવેલા મંદિરમાં વિરાજમાન્ પુંડરીક ગણધરની પ્રતિમા ઉપર, ૩ લીટીમાં કોતરેલો છે. આ બંને લેખોમાં, ફક્ત પ્રતિષ્ઠાની મિતિ અને કર્માસાહના કૌટુંબિક નામો લખેલાં છે. ૨ જા લેખમાં, કર્માસાહને એ ઉદ્ધારકાર્યમાં સાહાય્ય કરનાર મંત્રી રવા અને નરસિંહનાં શુભ નામો પણ આલેખેલાં છે.

( ૪ )

આ લેખ, આદીશ્વર ભગવાન્‌ના મંદિરની ભમતીના દક્ષિણ તરફના ન્હાના મંદિરમાં, ૮ પંક્તિમાં કોતરેલો છે. એમાં લખ્યું છે કે-સંવત્ ૧૬૨૦ ના આષાઢ સુદી ૨ અને રવિવારના દિવસે એ દેવકુલિકા * ની પ્રતિષ્ઠા થઈ છે. ગંધાર બંદર નિવાસી પ્રાગ્વાટ ( પોરવાડ ) જ્ઞાતીય દોસી ગોડઆના પુત્ર તેજપાલ ( સ્ત્રી ભોડકી ) ના પુત્ર દો૦ પંચાયણાએ

* ન્હાનાં મંદિરો ' દેવકુલિકા ' કહેવાય છે અને મ્હોટાં પ્રાયઃ કરીને 'પ્રાસાદ' અથવા ' વિહાર ' કહેવાય છે.

પોતાના ભાઈ દો૦ ભીમ, દો૦ નના અને દો૦ દેવરાજ પ્રમુખ સ્વકીય કુટુંબ સાથે મહાવીર તીર્થંકરની એ દેવકુલિકા, તપાગચ્છાચાર્ય શ્રી વિજયદાનસૂરિ અને તેમના પટ્ટધર શ્રીવિજયહીરસૂરિના ઉપદેશથી કરાવી.

( ૫ )

આ લેખ, આદીશ્વર ભગવાનના મંદિરની ભમતીના ઈશાન ખુણામાં આવેલા ગંધારીયા ચૌમુખ–મંદિરમાં, ૯ પંક્તિમાં ખોદેલો છે. સં. ૧૬૨૦ ના કાર્તિક સુદી ૨ ને શનિવારના દિવસે એ મંદિરની પ્રતિષ્ઠા થઈ. ગંધાર નિવાસી શ્રીમાલજ્ઞાતીય સા. પાસવીર ( સ્ત્રી પૂતલ ) ના પુત્ર વર્ધમાન ( સ્ત્રીઓ બે, વમલાદે અને અમરાદે ) ના પુત્ર સા. રામજીએ, સા. લહુજી, સા. હંસરાજ અને સા. મનજી આદિ પોતાના ભાઈઓ વિગેરે કુટુંબ સાથે, શત્રુંજય પર્વત ઉપર ચતુર્દ્વારવાળું શાંતિનાથ તીર્થંકરનું મ્હોટું મંદિર, તપગચ્છાચાર્ય શ્રી વિજયદાનસૂરિ અને શ્રી હીરવિજયસૂરિના શુભ–ઉપદેશથી, બનાવ્યું.

( ૬ )

આ લેખ, ઈશાનકોણમાં, આદીશ્વરના મંદિરની દિવાલની સામેની દેહરીમાં, ૮ પંક્તિમાં કોતરેલો છે. આની મિતિ સં. ૧૬૨૦ ના વૈશાખ સુદી ૫ ગુરૂવારની છે. ગંધારના રહેવાસી પ્રાગ્વાટ જ્ઞાતીય સંઘવી જાવડના પુત્ર સં. સીપા ( સ્ત્રી ગિરસુ ) ના પુત્ર જીવંતે, સં. કાઉજી અને સં. આહુજી પ્રમુખ પોતાના ભાઈ વિગેરે કુટુંબ સાથે, શ્રીવિજયદાનસૂરિ અને શ્રી હરિવિજયસૂરિના સદુપદેશથી, પાર્શ્વનાથ તીર્થંકરની દેવકુલિકા બનાવી.

( ૭ )

આ લેખ, ઉપરના લેખવાળી દેવકુલિકાની જમણી બાજુએ આવેલી દેવકુલિકામાં, ૮ પંક્તિમાં કોતરેલો છે. આની મિતિ ઉપર મુજબજ છે. અમદાવાદ નિવાસી ÷ ડીસાવાલ જ્ઞાતિના, * મહં. વણાઈગ ( હાલનું

---

÷ વર્તમાનમાં માત્ર ઓશવાલ, પોરવાડ, અને શ્રીમાલ જાતોજ જૈનધર્મ પાલનારી દેખાય છે. પરંતુ પૂર્વમાં પ્રાય: ડીસાવાલ, નાણાવાલ, મોઢ, નાગર, ગુર્જર, ખડાયતા, વાયડા આદિ બધી વૈશ્ય જાતો જૈનધર્મ પાલતી હતી એમ આ પ્રાચીન લેખો વિગેરે ઉપરથી સ્પષ્ટ જણાય છે.

* ' મહં ' એ શબ્દ નામની પૂર્વે, આબૂ વિગેરેના ઘણા લેખોમાં

વિનાયક ? ) ના સુત મહં. ગલા ( શ્રી મંગાઈ ) ના સુત મહં. વીરદાસે સ્વકુટુંબ સાથે, શત્રુંજય ઉપર શ્રી આદિનાથની દેવકુલિકા, આચાર્ય શ્રી વિજયદાન અને વિજયહીરના શુભોપદેશથી કરાવી.

( ૮ )

આ લેખ, મુખ્ય મંદિરના ઉત્તર તરફના દ્વારની સામેની દિવાલની ડાબી બાજુએ આવેલી દેવકુલિકામાં, ૭ પંક્તિમાં, કોતરેલો છે. મિતિ સં. ૧૬૨૦, વૈશાખ સુદી ૨. ઉક્ત આચાર્યદ્વયના સદુપદેશથી ગંધાર નિવાસી પોરવાડ + વ્યો૦ પરબતના પુત્ર વ્યો૦ ડોકાના પુત્ર વ્યો૦ વ.....આ ( મધ્યનો અક્ષર તૂટી ગયેલો છે ) એ, પોતાના કુટુંબ સાથે શત્રુંજય ઉપર આ દેવકુલિકા કરાવી.

( ૯ )

આ લેખ, મુખ્ય મંદિરના ઉત્તર દ્વારની પશ્ચિમે, જમણી બાજુએ આવેલી દેવકુલિકામાં, ૮ પંક્તિમાં કોતરેલો છે. મિતિ સં. ૧૬૨૦ વૈશાખ સુદી ૫. ઉપર્યુક્ત નગર અને જાતિના વ્યો૦ સમરીઆએ, પોતાની ભાર્યા ભોલુ અને પુત્રિઓ બાઈ વેરથાઈ તથા બાઈ કીબાઈ આદિ

---

જોવામાં આવે છે. આના સંબંધમાં. પ્રસિદ્ધ ઇતિહાસજ્ઞ શ્રીયુત ગૌરીશંકર હીરાચંદ ઓઝા પોતાના 'सिरोही राज्यका इतिहास' નામક પુસ્તકમાં ( પૃ. ૬૮ ની પાદ ટીકામાં ) આ પ્રમાણે લખે છે. " ( કેટલાક ) લેખોમાં નામોની પૂર્વે 'મહં૦' લખેલું મળે છે. જે 'મહત્તમ' ના પ્રાકૃત રૂપ 'મહંત' નું સંક્ષિપ્ત રૂપ હોવું જોઈએ. 'મહત્તમ' ( મહંત ) એ એક પ્રકારનો ઇલ્કાબ હોવાનો અનુમાન થાય છે જે પ્રાચીનકાલમાં મંત્રિયો ( પ્રધાનો ) આદિને આપવામાં આવતો હશે. રાજપૂતાનામાં હજુ સુધી કેટલાએ મહાજન ( મહાજનો ઘણાભાગે ઓસવાલો ગણાય છે પરંતુ માહેશ્વરી વિગેરે બીજી જાતોમાં પણ એ શબ્દ વ્યવહૃત થઈ શકે છે. ) 'મૂંતા' અને 'મહતા' કહેવાય છે, જેમના પૂર્વજોને એ ઇલ્કાબ મળ્યો હશે; અને પાછળથી વંશપરંપરાગત થઈ વંશના નામનું સૂચક થઈ ગયો હશે. 'મૂંતા' અને 'મહતા' એ બંને 'મહત્તમ' ( મહંત ) ના અપભ્રંશ હોવા જોઈએ.

+ 'વ્યો૦' એ સંસ્કૃત 'વ્યવહારી' અગર 'વ્યાપારી' નું અપભ્રંશ અને સંક્ષિપ્ત રૂપ છે. 'વોહરા' અગર 'બોહરા' પણ એનાજ રૂપાન્તરો છે.

કુટુંબ સમેત, એજ આચાર્ય દ્વયના સદુપદેશથી, શાંતિનાથની દેવકુલિકા કરાવી.

(૧૦)

આ લેખ, મ્હોટા મંદિરની ઉત્તર તરફની દિવાલની સામે અને અને ઉપરના લેખવાળી દેહરીની પશ્ચિમ તરફની દેહરીના ઓટલાના ડાબા ખૂણામાં, ૯ પંક્તિમાં કોતરેલો છે. મિતિ નં. ૬-૭ પ્રમાણે. ગંધાર નિવાસી શ્રીમાલી જ્ઞાતીય + પરી૦ દેવા ( સ્ત્રી બાઇ કમલાઇ ) ના પુત્ર પરી૦ મૂંથી ( મુંથા ? ); તથા ગુજરજ્ઞાતીય દોસી શ્રીકર્ણ ( સ્ત્રી બાઈ અમરી ) ના પુત્ર દોસી હંસરાજ; આ બંને મળી શત્રુંજય ઉપર, આચાર્ય શ્રીવિજયદાનસૂરિ અને હીરવિજયસૂરિના સદુપદેશથી, આદિનાથની દેવકુલિકા બનાવી.

નંબર ૪ થી ૧૦ સુધીના લેખો એકજ સાલના છે. નં. ૭ નો લેખ અમદાબાદનિવાસીનો અને બાકીના ગંધારનિવાસીના છે. એ વર્ષે તપાગચ્છના પ્રતાપી આચાર્ય શ્રીવિજયદાનસૂરિ પોતાના પ્રભાવક શિષ્ય શ્રીહીરવિજયસૂરિ સાથે શત્રુંજય ઉપર યાત્રાર્થે આવ્યા હતા. ઘણું કરીને વિજયદાનસૂરિની શત્રુંજયની આ છેલ્લી યાત્રા હતી. કારણ કે તેઓ શત્રુંજયથી વિહાર કરી ઉત્તર ગુજરાતમાં ગયા હતા અને સંવત્ ૧૬૨૨ માં પાટણની પાસે આવેલા વટપલ્લી ( વડાલી ) ગામમાં સ્વર્ગસ્થ થયા હતા. નં. ૫ મા વાળા ગંધારનિવાસી સા. રામજીના એ મંદિરનો ઉલ્લેખ, વિજયદાનસૂરિના પ્રચંડ શિષ્ય શ્રીધર્મસાગરજીએ પોતાની ગુર્વાવલી ( અગર તપગચ્છપટ્ટાવલી ) માં પણ કરેલો છે.

तथा यदुपदेशपरायणैर्गान्धारीय सा० रामजी, अहम्मदावादसत्क सं० कुंअरजी प्रभृतिभिः श्रीशत्रुञ्जये चतुर्मुखाष्टापदादिप्रासादा देवकुलिकाश्च कारिताः । ”

એજ પંક્તિઓનો અનુવાદ, સંઘવી ઋષભદાસ કવિએ ‘ હીરસૂરિરાસ ’ માં પણ કરેલો છે.

+ ‘ પરી૦ ’ એ સંસ્કૃત ‘ પરીક્ષક ’ નું ટુંકું રૂપ છે. વર્તમાનમાં જે ‘ પારેખ ’ યા ‘ પારીખ ’ કહેવાય છે તે એજ શબ્દના વિકૃત-સ્વરૂપો છે.

" રામજી ગંધારી હૂઓ જેહ, શેત્રુંજે ચોમુખ કરતો તેહ;
સંઘવી કુંઅરજી જસવાદ, શેત્રુંજે કીધો પ્રાસાદ ૫૧.
ડાભીગમા ત્રિહુિઆરો જેહ, પ્રથમ પેસતાં દેહરૂં તેહ;
વિજયદાનનો શ્રાવક શિરે, તે દેહરૂં કુંવરજી કરે. " ૫૨

આ ઉલ્લેખોથી જણાય છે કે ગંધારવાળા સા. રામજી અને અમદાબાદના સં. કુંઅરજી તે સમયે બહુજ શ્રીમન્ અને પ્રસિદ્ધ પુરૂષો હોવા જોઇએ. છેલ્લા સંઘવી સંબંધી કોઇ લેખ પ્રાપ્ત થયો નથી.

( ૧૧ )

આ લેખ, મ્હોટા મંદિરની અગ્નિકોણમાં આવેલા મંદિરમાંની પ્રતિમા નીચે બેઠક ઉપર. ૯ પંક્તિમાં કોતરેલો છે. મિતિ સં. ૧૬૪૦, ફાગુણ સુદી ૧૩, છે. મંદિર અને મૂર્તિ કરાવનાર કુટુંબનું વાસસ્થાન આ લેખમાં જણાવ્યું નથી. ડીસાવાલ જ્ઞાતિના ઠાકુર કરમસી ( સ્ત્રી બાઈ મલી ), ઠાકુર દામા ( સ્ત્રી બાઈ ચડી ) , ઠાકુર માહવ. ઠાકુર જસુ. ઠાકુર ભીમા, ઠા. જસુ સ્ત્રી જસમાદે. ઠાકુર માહવસુત તેજપાલ ( સ્ત્રી તેજલદે ) આદિ કુટુંબે આ પ્રાસાદ કરાવ્યો.

( ૧૨ )

મુખ્ય મંદિરના પૂર્વદ્વારના રંગમંડપમાં. નં. ૧ વાળા લેખની સામી બાજુએ આવેલા સ્થંભ ઉપર, આ નં. ૧૨ નો શિલાલેખ આવેલો છે. શત્રુંજય ઉપરના વિદ્યમાન લેખોમાં આ લેખ સૌથી મ્હોટો છે. એની કુલ ૮૭ પંક્તિઓ છે અને દરેક પંક્તિમાં ૪૦ થી ૫૦ અક્ષરો આવેલા છે. જગદ્ગુરૂ શ્રી હીરવિજયસૂરિ અને તેમના પટ્ટધર આચાર્ય શ્રી વિજયસેનના સદુપદેશથી. ખંભાત બંદરના મહાન ધનિક સાહ તેજપાલ સોવર્ણિકે શત્રુંજયના એ મહાન મંદિરનો સવિશેષ પુનરૂદ્ધાર કરી, તેને ફરીથી તૈયાર કરાવ્યું અને હીરવિજયસૂરિના પવિત્ર હાથે તેની પ્રતિષ્ઠા કરાવી તે સંબંધી વર્ણન આમાં આપવામાં આવેલું છે. આ આખા લેખનો સાર આ પ્રમાણે છેઃ—

પ્રથમના બે પદ્યોમાં આદિનાથ ભગવાન્ અને વર્ધમાન પ્રભુની સ્તવના છે. પછી જેમની સાધુસંતતિ વર્તમાન સમયે ભરતક્ષેત્રમાં પ્રવર્તે છે તે શ્રીસુધર્મગણધરની સ્તવના છે. ( ૫. ૩ ) સુધર્મગણધરની શિષ્ય પરંપરામાં સુસ્થિત અને સુપ્રતિબુદ્ધ નામના બે આચાર્યો થયા જેમનાથી કૌટિકગણ પ્રસિદ્ધિ પામ્યો. ( ૫. ૪ ) ત્યાર બાદ વજ્રસેન નામના આચાર્ય થયા જેમના લીધે વજ્રી શાખા પ્રખ્યાત થઈ. ( ૫. ૫ ) વજ્રસેનસૂરિના નાગેન્દ્ર, ચંદ્ર,નિર્વૃતિ અને વિદ્યાધર નામના ૪ શિષ્યો થયા જેમનાથી તેજ નામના ૪ જુદા જુદા કુલો વિખ્યાતિ પામ્યાં. (૫. ૬-૭) પહેલા ચાંદ્રકુળમાં પાછળથી અનેક પ્રસિદ્ધ આચાર્યો થયા. ( ૫. ૮ ) ક્રમથી સંવત્ ૧૨૮૫ માં જગચ્ચંદ્ર નામના આચાર્ય થયા જેમણે ' તપા ' બિરૂદ પ્રાપ્ત કર્યું. ( ૫. ૯ ) પાછળથી એ સમુદાયમાં હેમવિમલસૂરિ થયા કે જેમના શિષ્ય આનંદવિમલાચાર્ય હતા. (૫. ૧૦ ) આનંદવિમલસૂરિએ, સાધુ સમુદાયમાં શિથિલાચારનું પ્રાબલ્ય વધતું જોઈ સં. ૧૫૮૨ માં ક્રિયોદ્ધાર કરી સુવિહિતમાર્ગને પ્રગતિમાં મુકયો. ( ૫. ૧૧ ) આનંદવિમલાચાર્યના શિષ્ય વિજયદાનસૂરિ થયા. ( ૫. ૧૨ ) વિજયદાનસૂરિની પાટે પ્રભાવક શ્રીહીરવિજયસૂરિ થયા, ( ૫. ૧૪ ) જેમને ગુજરાતમાંથી, અકબર બાદશાહે પોતાના મેવાત દેશમાં, આદરપૂર્વક બોલાવ્યા. ( ૫. ૧૫ ) સંવત્ ૧૬૩૯ માં સૂરિજી અકબરની રાજધાની ફતેપુર ( સીખરી ) માં પહોંચ્યા. ( ૫. ૧૬ ) બાદશાહ હીરવિજયસૂરિની મુલાકાત લઈ બહુ ખુશી થયો અને તેમના ઉપદેશથી બધા દેશોમાં છ મહિના સુધી જીવદયા પલાવી, મૃત મનુષ્યોના ધનનો ત્યાગ કર્યો, જીજીઆ વેરો બંધ કર્યો, પાંજરાઓમાં પૂરી રાખેલા પક્ષિઓને ઉડાડી મુકયા, શત્રુંજય પર્વત જૈનોને સ્વાધીન કર્યો, અને પોતાની પાસે જે મ્હોટો પુસ્તકભંડાર હતો તે સૂરિજીને સમર્પણ કર્યો. ( ૫. ૧૭-૨૧ ) જે બાદશાહે શ્રેણિક રાજાની માફક, હીરવિજયસૂરિના કથનથી જગતમાં જૈનધર્મની પ્રભાવના કરી. ( ૫. ૨૨ ) મેઘજીઋષિ નામનો લુંપક ( લુંકા )ગચ્છનો મ્હોટો આચાર્ય, પોતાના પક્ષને અસત્ય જાણી હીરવિજયસૂરિની સેવામાં હાજર થયો. ( ૫. ૨૩ ) જેમના વચનથી ગુજરાત આદિ દેશોમાં, મંદિરો વિગેરે

નાવવામાં શ્રાવકોએ અગણિત દ્રવ્યવ્યય કર્યો. જેમણે ગુજરાત અને માલવા આદિ દેશોના અનેક સંઘો સાથે શત્રુંજયની યાત્રા કરી. ( પ. ૨૪. ) શ્રીહીરવિજયસૂરિની પાટે શ્રીવિજયસેનસૂરિ જયવંતા વર્તે છે કે જેમના પણ પ્રતાપનું વર્ણન કોણ કરી શકે છે. ( પ. ૨૫–૭ ) એમને પણ અકબર બાદશાહે વિનયપૂર્વક લાહોરમાં બોલાવ્યા હતા કે જ્યાં અનેક વાદિઓ સાથે વાદ કરી વિજય મેળવ્યો અને બાદશાહના મનને ખુશ કર્યું. ( પ. ૨૮–૩૦. ) બાદશાહે, હીરવિજયસૂરિને પ્રથમ જે જે ફરમાનો આપ્યાં હતાં તે બધા વિજયસેનસૂરિને પણ આપ્યાં, અને વિશેષમાં એમના કથનથી પોતાના રાજ્યમાં, સદાના માટે ગાય, ભેંસ, બળદ અને પાડાનો પ્રાણનાશ નહિ કરવાના પણ ફરમાનો કાઢયાં. ( પ. ૩૨–૩ ) ખરેખર +ચોલી બેગમના પુત્ર અકબરશાહ પાસેથી મહાન્ સન્માન મેળવી એમણે ગુર્જરધરાને શોભાવી છે ( પ. ૩૪. )

ઓસવંશમાં આભૂ શેઠના કુળમાં સૌવર્ણિક ( સોની ) શિવરાજ નામનો પુણ્યશાળી શેઠ થયો. તેનો પુત્ર સીધર, તેનો પુત્ર પર્વત. તેનો કાલા અને તેનો વાઘા નામનો પુત્ર થયો. ( પ. ૩૫. ) તેને રજાઇ નામની ગૃહિણીથી વચ્છિઆ નામનો પુત્ર થયો કે જેની લક્ષ્મી જેવી સુહાસિણી નામની સ્ત્રીએ તેજપાલ નામના પ્રતાપી પુત્રને જન્મ આપ્યો. ( પ. ૩૬. ) તેજપાલને, શિવને પાર્વતી અને વિષ્ણુને લક્ષ્મીની જેમ, તેજલદે નામની પ્રિય પત્ની હતી. તે બંને દંપતી ઇન્દ્ર અને ઇન્દ્રાણીના જેવા સુખો ભોગવતાં હતાં. ( પ. ૩૭ ) હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિનો તે અતિભક્ત હતો. તેમના ઉપદેશથી તેણે જિનમંદિરો બનાવવામાં અને સંઘભક્તિ કરવામાં અગણિત ધન ખર્ચ્યું હતું. ( પ. ૩૮–૯. ) સંવત્ ૧૬૪૬ માં તેણે

---

+ અકબર બાદશાહની માતાનું નામ જૈનલેખકો ' ચોલી બેગમ ' એવું આપે છે. हीरसौभाग्य, विजयप्रशस्ति, कृपारसकोश આદિ અનેક ગ્રંથોમાં એ નામ મળે છે. પરંતુ, અન્યાન્ય ઐતિહાસિક પુસ્તકોમાં તો તેનું નામ ' મરીયમ મકાની ' લખેલું જોવામાં આવે છે.

પોતાના જન્મ સ્થાન ( ખંભાત )માં સુપાર્શ્વનાથ તીર્થંકરનું ભવ્ય ચૈત્ય બનાવ્યું. ( ૫. ૪૦ ).

સં. ૧૫૮૭ માં, કર્માસાહે * આનંદવિમલસૂરિના સદુપદેશથી શત્રુંજયતીર્થ ઉપરના મૂળ મંદિરનો પુનરૂદ્ધાર કર્યો. ( ૫ ૪૩ ). પરંતુ, બહુજ પ્રાચીનતાના લીધે, થોડાજ સમયમાં, પાછું એ મૂળ મંદિર, જીર્ણપ્રાય જેવું અને જર્જર થઈ ગયેલું દેખાવા લાગ્યું. તેથી તેજપાલે પોતાના મનમાં વિચાર કર્યો કે, આ મંદિરનો ફરીથી બરોબર ઉદ્ધાર થાય તો કેવું સારૂં ? ( ૫ ૪૪ ) એમ વિચારી, હીરવિજયસૂરિ આદિના સદુપદેશથી પોતે એ મંદિરનો ઉદ્ધાર કરવો શરૂ કર્યો અને થોડાજ સમયમાં આખું મંદિર તદ્દન નવા જેવું તૈયાર થયું. (૫ ૪૫-૬).

મંદિરની રચનાનું કેટલુંક વર્ણન આ પ્રમાણે છે—ભૂતલથી તે શિખર સુધીની એની ઉંચાઈ ૫૨ હાથની છે. ૧૨૪૫ કુંભો એના ઉપર વિરાજમાન છે. વિઘ્ન રૂપી હાથિયોનો નાશ કરવા માટે જાણે તત્પર થયેલા હોય તેવા ૨૧ સિંહો એ મંદિર ઉપર શોભી રહ્યા છે. ( ૫. ૪૯ ) ચારે દિશાઓમાં ૪ યોગિનિઓ અને ૧૦ દિક્પાલો પણ યથાસ્થાન સ્થાપિત છે. ( ૫. ૫૦-૧ ) એ મહાન મંદિરની ચારે બાજુએ ૭૨ દેવકુલિકાઓ તેટલીજ જિનમૂર્તિયોથી ભૂષિત થયેલી છે ( ૫. ૫૨. ) ૪ ગવાક્ષો ( ગોખલાઓ ) ૩૨ પંચાલિકા ( પૂતલિયો ) અને ૩૨ તોરણોથી આ મંદિરની શોભા અલૌકિક દેખાય છે. ( ૫. ૫૩-૬. ) વળી એ મંદિરમાં, ૨૪ હાથિયો અને બધા મળી ૭૪ સ્તંભો લાગેલાં છે. ( ૫. ૫૭-૮. ) આવું અનુપમ મંદિર જસુ ઠક્કુરની સહાયતાથી સંવત્ ૧૬૪૯ માં તેજપાલે તૈયાર કરાવ્યું, અને તેનું ' નંદિવર્ધન ' એવું નામ સ્થાપન

---

* ' शत्रुंजयतीर्थोद्धारप्रबंध ' માં તો, કર્માસાહને એ કાર્યમાં વિશેષ પ્રેરણા કરનાર બૃહત્તપાગચ્છના વિનયમંડન પાઠક લખ્યા છે. આનંદવિમલસૂરિનું તેમાં નામ સુધાં નથી. તેમજ પ્રબંધકારના કથનમાં સંશય લેવા જેવું પણ કશું નથી. કદાચ પ્રતિષ્ઠાના સમયે આનંદવિમલસૂરિ ત્યાં વિદ્યમાન હોય અને તેના લીધે આ કથન કરેલું હોય તો ના નહિ.

કર્યું. આ ચૈત્ય સમરાવવા માટે તેજપાલે જે ધન ખર્ચ્યું, તે જોઈ લોકો તેને કલ્પવૃક્ષની ઉપમા આપતા હતા. ( પ. ૫૮-૬૦. ) સંવત્ ૧૬૫૦ માં, બહુ ધામધુમથી તેજપાલે શત્રુંજયની યાત્રા કરી અને તેજ વખતે શ્રીહીરવિજયસૂરીના પવિત્ર હાથે એ મંદિરની પ્રતિષ્ઠા કરાવી. ( ૫ ૬ ૧૨. )

આ મંદિરના ઉદ્ધારની સાથે, ( ૧ ) સા. રામજીનું ( ૨ ) જસુ ઠક્કુરનું, ( ૩ ) સા. કુંઅરજીનું, અને ( ૪ ) મૂલા શેઠનું; એમ બીજા પણ ૪ મંદિરો તૈયાર થયાં હતાં કે જેમની પ્રતિષ્ઠા પણ એ સૂરિવરે, આજ સમયે કરી. ( ૫. ૬૨-૫. )

વસ્તા નામના સૂત્રધારે, કે જેનું શિલ્પચાતુર્ય જોઈ વિશ્વકર્મા પણ તેનો શિષ્ય થવા ઇચ્છે, તેણે આ રમણીય મંદિર બનાવ્યું છે. ( ૫. ૬૬. ) સદાચારના સમુદ્રસમાન શ્રીકમલવિજયવિબુધના ચરણ-સેવક શ્રી હેમવિજય ‡ કવિવરે અલંકારયુક્ત આ શુભ પ્રશસ્તિ બનાવી છે કે જે ચિરકાલ સુધી જગત્‌માં જયવતી રહો. ( ૫. ૬૭. )

પંડિત સહજસાગરના શિષ્ય જયસાગરે * આ પ્રશસ્તિ શિલાપટ્ટ ઉપર લખી અને માધવ તથા નાના નામના શિલ્પિઓએ કોતરી છે. ( ૫. ૬૮. )

સંવત્ ૧૫૮૭ માં કર્મા સાહે શત્રુંજયના એ મુખ્ય મંદિરનો ઉદ્ધાર કર્યો હતો, ત્યાર બાદ ૬૦ જ વર્ષે ફરી તેજપાલે તેનું સ્મારકામ

‡ કવિવર હેમવિજ્ય પોતાના સમયના એક સમર્થ વિદ્વાન્ અને પ્રતિભાશાલી કવિ હતા. તેમણે पार्श्वनाथमहाकाव्य, कथारत्नाकर, अन्योक्तिमुक्तामहोदधि, कीर्तिकल्लोलिनी આદિ અનેક ઉત્તમ ગ્રંથોની રચના કરી છે. विजयप्रशस्ति નામના મહાકાવ્યની રચના પણ તેમણેજ પ્રારંભી હતી પરંતુ તે પૂર્ણ થયા પહેલાંજ તેમનો સ્વર્ગવાસ થઈ જવાથી તેમના ગુરૂભાઈ શ્રીવિદ્યાવિજ્ય-ગણિના વિદ્વાન્ શિષ્ય પંડિત ગુણવિજય ગણિએ તેની પૂર્તિ કરી અને તેના ઉપર સરલ ટીકા પણ બનાવી. હેમવિજ્યગણિની ગુરૂપરંપરા, विजयप्रशस्ति ની प्रशस्ति માં સવિસ્તર આપી છે.

* નંબર ૩૭૭ વાળો લેખ પણ એજ વિદ્વાનનો આલેખેલો છે.

કરાવ્યું', એથી એમ અનુમાન થાય છે કે કર્મા સાહે ફક્ત મૂર્તિઓજ નવી સ્થાપન કરી હશે. જો કે શત્રુંજયતીર્થોદ્ધારપ્રબન્ધ માં તો મંદિર અને દેવકુલિકા–બધાંને ઉધ્ધૃત કર્યાનો ઉલ્લેખ છે પરંતુ આ લેખ ઉપરથી જણાય છે કે તે વખતે સ્મારકામ જેવું જોઇએ તેવું નહિ થયેલું. તેજપાલે મંદિરના બધા જીર્ણ ભાગોને સંપૂર્ણ રીતે સમરાવ્યા અને દેવકુલિકાઓ પણ ફરીથી તૈયાર કરાવી. તેજપાલ બહુજ ધર્મિષ્ઠ અને ઉદારચિત્ત પુરૂષ હતો. તેણે અનેક ધર્મકૃત્યો કર્યા હતાં અને તેમાં પુષ્કળ ધન ખર્ચ્યું હતું. સંઘવી ઋષભદાસે 'હીરસૂરિરાસ' માં તેનાં સુકાર્યોની નોંધ અને સ્તુતિ આ પ્રમાણે કરી છે:—

દુહા.—ઋષભ કહે ગુરૂ હીરજી, નામિં જયજયકાર;
પિસ્તાલિ પાટણી રહ્યા, કીધા પછે વિહાર.

ઢાલ.—પાટણથી પાંગર્યો હીરો, આવે ત્રંબાવતી માંહિ;
સોની તેજપાલ પ્રતિષ્ઠા કરાવે, હરખે બહુ મન માંહિ હો. ૧
–હીરજી આવે ત્રંબાવતી માંહિ,—આંચળી.

× સંવત સોલ છેંતાલા વરષે, પ્રગટ્યો તિહાં જેઠ માસો;
અજુઆલી નોમિ જિન થાપ્યા, પોહોતી મનની આસો હો. હી૦ ૨
અનંતનાથ જિનવરનિં થાપ્યા, ચૌદમો જેહ જિણંદો;
ચઉદ રત્ન તણો તે દાતા, નામિં અતિ આણંદો હો. હી૦ ૩.
પંચવીસ હજાર રૂપઇઆ ખરચ્યા, બિંબપ્રતિષ્ઠા જ્યહારો;
ચીવર ભૂષણ રૂપક આપે, સાહમીવચ્છલ કર્યાં ચ્યાર હો. હી૦ ૪
સોમવિજયને પદવી થાય, રૂપેં સુરપતિ હારે;
કહિણી રહિણી જેહનીરે સાચી, વચન રસેં તે તારે હો. હી૦ ૫

---

× ધર્મસાગર ઉપાધ્યાયે પણ પોતાની 'તપગચ્છગુર્વાવલી' માં હીરવિજયસૂરિના ચરિત વર્ણનમાં, એ પ્રતિષ્ઠાનો ઉલ્લેખ કરેલો છે.

"તથા શ્રીપત્તननगरे चतुर्मासकरणादनु विक्रमतः षट्चत्वारिंशदधिकषोडशशत( १६४६ )वर्षे स्तम्भतीर्थे सो. तेजपालकारितनो महक्षणो रूप्यकव्ययादिनाऽनीवश्रेष्ठां प्रतिष्ठां विधाय श्रीजिनशासनोन्नतिं तन्वानाः श्रीसूरिराजो विजयन्ते ।"

ઇંદ્ર ભુવન જસ્યું દેહરૂં કરાવ્યું, ચિત્ર લખિત અભિરામ;
* ત્રેવીસમો તીર્થંકર થાપ્યો, વિજયચિંતામણિ નામ હો.   હી૦ ૬
ઋષભતણી તેણે મૂરતિ ભરાવી, અત્યંત મોટી સોય;
ભુંઇરામાં જઇને જુહારો, સમકિત નિરમલ હોય હો.   હી૦ ૭
અનેક બિંબ જેણે જિનનાં ભરાવ્યાં, રૂપક કનક મણિ કેરાં;
ઓશવંશ ઉજ્જવલ જેણે કરીઓ, કરણી તાસ ભલેરા હો.   હી૦ ૮
ગિરિ શેત્રુંજે ઉદ્ધાર કરાવ્યો. ખરચી એક લખ્ય લ્યાહરી;
દેખી સમકિત પુરૂષજ પામે. અનુમોદે નરનારી હો.   હી૦ ૯
આબુગઢનો સંઘવી થાય, લહિણી કરતા જાય;
આબુગઢે અચલેશ્વર આવે, પૂજે ઋષભના પાય હો.   હી૦ ૧૦
સાતે ખેત્રે જેણે ધન વાવ્યું. રૂપક નાણે લહિણા;
હીરતણા શ્રાવક એ હોયે. જાણું મુગટ પરિ ગહિણાં હો.   હી૦ ૧૧
સોની શ્રી તેજપાલ બરાબરિ, નહિં કો પાપથ ધારી;
વિગથા વાત ન અડકી થાંભે, હાથે પોથી સારી હો.   હી૦ ૧૨

*   *   *   *

સં. ૧૬૪૯ નું ચોમાસુ પાટણમાં કરી હીરવિજયસૂરિ ત્યાંથી અમદાબાદ પધાર્યા અને ત્યાંથી પછી શત્રુંજયની યાત્રા માટે તે તરફ પ્રયાણ કર્યું. જે વખતે સૂરિજી ધોલકે પધાર્યા તે વખતે ખંભાતથી સોની તેજપાલ અને બાઈ સાંગદે, ત્યાં હાજર થયા. તેમની સાથે ૩૬ તો × સહુજવાલ ( તાવદાન—સુખપાલ ) હતાં અને બીજાં અનેક ગાડી—ઘોડા હતાં. તેઓ સૂરિમહારાજની સાથેજ શત્રુંજય પહોંચ્યા. અને

---

* આ પ્રસ્તુત પ્રશસ્તિમાં તો ૭ મા સુપાર્શ્વનાથ તીર્થંકર નો ઉલ્લેખ છે. જુઓ પદ્ય ૪૦.

× બાઇ સાંગદે સોની તેજપાલ. ખંભાતથી ચાલ્યા તતકાલ;
પૂંઠિ સેજવાલાં છત્રીશ. આવ્યાં ધોલકે સબલજગીશ.
વંદી હીરને નિરમલ થાય, ગુરૂ પુંઠે સેત્રુંજે જાય;
સોરઠ દેશનો મુગટ જેહ. દીઠે નિરમલ હુએ દેહ.

—હીરસૂરિરાસ. પૃ. ૧૯૯—૨૦૦.

ત્યાં તેમના પવિત્ર હાથે પોતે ઉદ્ધરેલા તીર્થપતિના મહાન્ મંદિરની ભવ્ય પ્રતિષ્ઠા કરાવી.

શત્રુંજય ઉપર, એ પ્રતિષ્ઠાના સમયે, અગણિત મનુષ્યો એકત્ર થયાં હતા. ગુજરાત, મેવાડ, મારવાડ, દક્ષિણ અને માલવા આદિ બધા દેશોમાંથી હજારો યાત્રી યાત્રાર્થે આવ્યા હતા. તેમાં ૭૨ તો મ્હોટા સંઘો હતા. સં. ઋષભદાસે ‘ હીરસૂરિરાસ ’ × માં એ દરેક સંઘ અને સંઘપતિની લાંબી ટીપ આપી છે તે અવલોકવાથી, આ વાતનો ખયાલ આવે એમ છે. ખુદ હીરવિજયસૂરિની સાથે જે સાધુ સમુદાય હતો તેની સંખ્યા એક હજાર જેટલી મ્હોટી હતી.*

ઋષભદાસ જણાવે છે કે—હીરવિજયસૂરિ પાલીતાણાની બ્હાર સ્થંડિલભૂમિ જતા હતા તે વખતે તળાવની પાળ ઉપર યાત્રિઓને રસોઈ બનાવતા જોઈ, ઉપાધ્યાય સોમવિજયને તે વિષયની સૂચના કરી. ઉપાધ્યાયે તુરત સોની તેજપાલને બોલાવી કહ્યું કે ત્હમારી વિદ્યમાનતામાં યાત્રિઓ પોતાના ઉતારે રાંધીને ખાય એ શોભાસ્પદ નહિ. સોનીએ તુરત બાઈ સાંગદેની સાથે વિચાર કરી, બધા યાત્રિઓને આમંત્રણ કર્યું અને પોતાના રસોડે જમવાની વિજ્ઞપ્તિ કરી. રસોઈ કરવા કરાવવાની બધી કડાકૂટ ટળી ગયેલી જોઈ યાત્રિઓ બહુજ આનંદિત થયા અને સોની તેજપાલની અનેકધા પ્રશંસા કરવા લાગ્યા. +

( ૧૩ )

આદીશ્વર ભગવાનના મંદિરની પશ્ચિમે ન્હાના મંદિરમાં સ્થાપન કરેલાં બે પગલાંની આસપાસ, ન્હાની મ્હોટી ૧૧ પંક્તિઓમાં આ નં. ૧૩ નો લેખ કોતરેલો છે.

---

× જુઓ, હીરસૂરિરાસ, પૃષ્ઠ ૨૦૬–૨૦૮.

* “ મળ્યા સાધુ તિહાં એક હજાર, હીરવિજયસૂરિનો પરિવાર. ”
પૃ. ૨૦૮.

+ જુઓ પૃષ્ઠ ૨૧૨, પદ્ય ૧૪–૧૮.

જે ચરણયુગલ ઉપર આ લેખ છે તે હીરવિજયસૂરિની ચરણ સ્થાપના છે. સંવત્ ૧૬૫૨ માં, ભાદ્રવા સુદી ૧૧ ના દિવસે કાઠિયાવાડના ઉન્નતદુર્ગ ( ઉના ગાંવ ) માં હીરવિજયસૂરિએ સ્વર્ગવાસ કર્યો. તેજ સાલના માર્ગશિર વદિ ૨ સોમવાર અને પુષ્યનક્ષત્રના દિવસે સ્તંભતીર્થ ( ખંભાત ) નિવાસી સંઘવી ઉદયકર્ણે આ પાદુકા ની સ્થાપના કરી અને આચાર્ય શ્રીવિજયસેનસૂરિના નામથી મહોપાધ્યાય કલ્યાણવિજય ગણિ અને પંડિત ધનવિજય ગણિએ એની પ્રતિષ્ઠા કરી છે. લેખના બાકીના ભાગમાં હીરવિજયસૂરિએ અકબર બાદશાહને પ્રતિબોધ કરી જીવદયા, જીજીયામુકિત વિગેરે જે જે પુણ્યકાર્યો કર્યાં, તેમનું સંક્ષિપ્ત રીતે સૂચન કરેલું છે.

સં. ઉદયકર્ણ, હીરવિજયસૂરિના પ્રમુખ શ્રાવકોમાંનો એક હતો. ખંભાતનો તે આગેવાન અને પ્રસિદ્ધ શેઠ હતો. સં. ઋષભદાસે હીરસૂરિરાસમાં એનો અનેક સ્થળે ઉલ્લેખ કર્યો છે.

( ૧૪ )

આ લેખ ખરતરવસહિ ટૂંકમાં, ચોમુખના મંદિરની સામે આવેલા પુંડરીકગણધરના મંદિરના દ્વાર ઉપર, ૧૭ પંકિતઓમાં ખોદી કાઢેલો છે. મિતિ સં. ૧૬૭૫ વૈશાખ સુદી ૧૩ શુક્રવાર છે, સંઘવાલગોત્રીય સા. કોચરની સંતતિમાં સા. કેલ્હા થયો તેનો પુત્ર સા. ધન્ના, તેનો સા. નરસિંઘ. તેનો કુંઅરા, તેનો નચ્છા (ત્થા?) ( સ્ત્રી નવરંગદે ) અને તેનો પુત્ર સુરતાણ ( સ્ત્રી સેંદૂરદે ) થયો. સુરતાણનો પુત્ર સા. ખેતસી થયો કે જેણે. શત્રુંજયની યાત્રા કરી સંઘપતિનું તિલક પ્રાપ્ત કર્યું હતું અને સાત ખેત્રોમાં પુષ્કળ ધન ખર્ચ્યું હતું. તેણે, પોતાના પુત્રપૌત્રાદિ પરિવાર સહિત ચતુર્મુખ મહાન્ પ્રાસાદની પૂર્વ બાજુએ કુટુંબના કલ્યાણ માટે, આ દેવગૃહિકા ( દેહરી ) બનાવી. બૃહત્ખરતરગચ્છના આચાર્ય જિનસિંહસૂરિના પટ્ટધર અને શત્રુંજયના અષ્ટમોદ્ધારની પ્રતિષ્ઠા કરનાર શ્રીજિનરાજસૂરિએ એની પ્રતિષ્ઠા કરી.

( ૧૫-૧૬. )

એજ ટુંકમાં, વાયવ્ય ખુણામાં આવેલી દેવકુલિકામાં આદિનાથ ભગવાનની બે ચરણ જોડી છે. તેમના ઉપર નં. ૧૫ અને ૧૬ વાળા લેખો કોતરેલા છે. મિતિ બંનેની ઉપર પ્રમાણેજ છે. એમાં પ્રથમની પાદુકાની સ્થાપના તો, નીચે આપેલા લેખવર્ણનવાળા શેઠ રૂપજીનીજ કરેલી છે અને બીજીની, ઓસવાલજ્ઞાતીય અને લોઢા ગોત્રીય સા. રાયમલ્લ ( સ્ત્રી રંગાદે ) ના પૌત્ર અને સા. જયવંત ( સ્ત્રી જયવંતદે ) ના પુત્ર સા. રાજસી, કે જેણે શત્રુંજયની યાત્રા કરી સંઘપતિનું શુભ તિલક પ્રાપ્ત કર્યું હતું, તેણે કસુંભદે અને તુરંગદે નામની પોતાની બંને સ્ત્રીઓ તથા અખયરાજ અને અજયરાજ આદિ પુત્ર પૌત્ર અને અન્ય સ્વજનાદિ પરિવાર સહિત, આદિનાથ ભગવાનની આ પાદુકા સ્થાપિત કરી છે.

( ૧૭-૨૦ )

નં. ૧૭ થી ૨૦ સુધીના ૪ લેખો. ચોમુખની ટુંકમાં આવેલા ચતુર્મુખ–વિહાર નામના મુખ્ય પ્રાસાદમાં, ચારે દિશાઓમાં વિરાજમાન આદિનાથ ભગવાનની ભવ્યપ્રતિમાઓનો બેઠક નીચે, ૯ થી ૧૧ પંક્તિમાં કોતરેલા છે. ચારે લેખોમાં પાઠ અને વર્ણન લગભગ એકજ સરખાં છે.

મિતિ સં. ૧૬૭૫ અને વૈશાખ સુદી ૧૩ શુક્રવાર છે. એ વખતે સુલતાન નુરૂદ્દીન જહાંગીર બાદશાહ હતો. શાહજાદા સુલતાન ખોસડૂ ( ખુસરો ) નું નામ પણ લખવામાં આવ્યું છે. લેખોના પ્રારંભના ભાગોમાં એ મંદિર અને મૂર્તિઓ કરાવનાર સં. રૂપજીના કુટુંબનાં નામો છે અને અંતના ભાગોમાં પ્રતિષ્ઠા કરનાર આચાર્ય જિનરાજસૂરિ સુધીનાં બૃહત્ખરતગચ્છના આચાર્યોના, લાંબા લાંબા વિશેષણો સહિત નામો આપ્યાં છે×. સારભાગ એટલોજ છે કે, અહમદાબાદ નિવાસી પ્રાગ્વાટ જ્ઞાતીય અને લઘુશાખીય સં. સોમજીના

× એ નામોની ટીપ ઉપર પૃ. ૮–૯ માં આપેલી છે.

પુત્ર સં. રૂપજી,× કે જેણે શત્રુંજયની યાત્રા માટે મ્હોટો સંઘ કાઢી સંઘવિનું તિલક પ્રાપ્ત કર્યું હતું, અનેક નવીન જિનમંદિરો બંધાવ્યાં હતાં, નવાં જિનબિંબો ભરાવ્યાં હતાં, પ્રતિષ્ઠા અને સાધર્મિકવાત્સલ્ય આદિ ધર્મ કૃત્યોમાં પુષ્કળ ધન ખર્ચ્યું હતું, અને જે રાજસભામાં શૃંગાર સમાન ગણાતો હતો, તેણે પોતાના વિસ્તૃત પરિવાર સહિત શત્રુંજય ઉપર 'ચતુર્મુખવિહાર' નામનો મહાન પ્રાસાદ, આજુ બાજુના કિલ્લા સમેત બનાવ્યો અને ઉદ્દ્યોતનસૂરિની પાટપરંપરામાં ઉતરી આવેલા આચાર્ય જિનચંદ્રસૂરિ, કે જેમને અકબર બાદશાહે 'યુગપ્રધાન' નું પદ આપ્યું હતું, તેમના શિષ્ય જિનસિંહસૂરિની પાટે આવેલા આચાર્ય જિનરાજસૂરિએ, એ મંદિર અને એમાં વિરાજિત મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી.

લેખોમાં આપ્યા પ્રમાણે સં. રૂપજીની વંશાવલીનું સ્વરૂપ નીચે મુજબ થાય છે.




× ડૉ. બુલ્હરે મૂળ લેખોમાં 'રૂ' ના બદલે 'દૂ' વાંચી 'દૂપજી' એવું નામ, આપ્યું છે. પરંતુ, તપાસ કરતાં જણાયુ કે તે નામ 'રૂપજી' છે, 'દૂપજી' નહિ; તેથી આ અવલોકનમાં, તેજ આપવામાં આવ્યું છે.

* આ નામને પણ ડૉ. બુલ્હરે 'દૂડી' વાંચ્યું છે.

પ્રતિષ્ઠા કરનાર સૂરિના ગુરૂ અને તેમના ગુરૂના વિષયમાં, આ લેખોમાં કેટલીક ઐતિહાસિક હકીકતો એવા રૂપમાં આપવામાં આવી છે કે જે નં. ૧૨ ના લેખમાં, તપાગચ્છના આચાર્ય શ્રી હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિની હકીકત સાથે ઘણી ખરી મળતી દેખાય છે. આવા સમાનાર્થ ઉલ્લેખથી કેટલાક વિદ્વાનોનાં મનમાં એ લેખોકત ઇતિહાસ માટે શંકિત વિચારો ઉત્પન્ન થાય એમ છે, તેથી એ વિષયમાં કાંઇક ખુલાસો કરવો આવશ્યક છે.

જિનચંદ્રસૂરિ માટે આ લેખોમાં લખવામાં આવ્યું છે કે, તેમણે અકબર બાદશાહને પ્રતિબોધ આપ્યો હતો તેથી તેણે ખુશી થઈ તેમને ' યુગપ્રધાન ' નું મહત્ત્વસૂચક પદ આપ્યું હતું. તેમના કથનથી બાદશાહે બધા દેશોમાં અષ્ટાહ્નિક અમારી પળાવી હતી. તેવીજ રીતે જહાંગીર બાદશાહનું મન પણ તેમણે રંજિત કર્યું હતું અને પોતાના રાજ્યમાંથી સાધુઓને બ્હાર કાઢવા માટે તેણે જ્યારે એક વખતે ફરમાન કાઢયું, ત્યારે તેમણે, બાદશાહને સમજાવી પાછું તે ફરમાન ખેંચાવી લીધું હતું અને આ પ્રમાણે સાધુઓની રક્ષા કરી હતી.

જિનસિંહસૂરિ માટે પણ લખાયું છે કે–તેમણે પણ અકબરપાસેથી, એક વર્ષ સુધી, કોઈ મનુષ્ય માછલાં વિગેરે જલજંતુઓ ન મારી શકે તેવું ફરમાન મેળવ્યું હતું, અને કાશ્મીર, ગોળકુંડા, ગીજની પ્રમુખ દેશોમાં પણ તેમણે અમારી–જીવદયા પળાવી હતી. તથા જહાંગીર બાદશાહે તેમને ' યુગપ્રધાન ' પદ આપ્યું હતું.

આ બંને આચાર્ય માટે કરેલું એ કથન ક્ષમાકલ્યાણકની ખરતરગચ્છની સંસ્કૃત પટ્ટાવલીમાં પણ મળે છે. ઉપર હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિના ઉપદેશથી અકબરે જે જે કામો કર્યાં, તેમનો પણ સંક્ષિપ્ત ઉલ્લેખ થઈજ ગયો છે. આ ઉપરથી, એવી શંકા સહજે ઉત્પન્ન થાય છે કે અકબરે આવી જાતનું માન તપગચ્છના આચાર્યોને આપ્યું કે ખરતરગચ્છના આચાર્યોને ? કારણ કે બંને સમુદાયો પોતપોતાના લેખોમાં પોતપોતાના આચાર્યોને તેવું માન મળ્યાનો ઉલ્લેખ કરે છે. એ શંકાનું નિર્મૂલન આ પ્રમાણે થાય છે.

અકબરે પ્રથમ સંવત્ ૧૬૩૯ માં હીરવિજયસૂરિને પોતાના દરબારમાં બોલાવ્યા અને તેમના કથનથી પર્યુષણાના આઠ દિવસોમાં, સદાના માટે જીવહિંસા બંધ કરવાનું ફરમાન કરી આપ્યું. હીરવિજયસૂરિ શાંતિચંદ્ર ઉપાધ્યાયને અકબરના દરબારમાં મૂકી પોતે પાછા ગુજરાતમાં આવ્યા. શાંતિચંદ્રે कृपारसकोश બનાવી બાદશાહને પ્રસન્ન કર્યો અને એક વર્ષમાં છ મહિના સુધી જીવહિંસા બંધ કરાવવાનું ફરમાન કઢાવ્યું. * પછી તેઓ પણ ગુજરાતમાં આવ્યા અને પોતાના સ્થાને ભાનુચંદ્ર પંડિતને મૂકયા. તેમણે શત્રુંજય હસ્તગત કરવા માટે બાદશાહ પાસેથી ફરમાન મેળવ્યું. પછી બાદશાહે, ભાનુચંદ્ર પાસેથી વિજયસેનસૂરિની પ્રશંસા સાંભળી તેમને લાહોરમાં બોલાવ્યા અને તેમની મુલાકાત લઈ ખુશ થયો. વિજયસેનસૂરિના કથનથી તેણે ગાય, બળદ, ભેંસ અને પાડાનો વધ સદાને માટે નિષેધ કર્યો. લગભગ સંવત્ ૧૬૫૦ માં વિજયસેનસૂરિ પાછા ગુજરાત તરફ વળ્યા. આજ સમયની આસપાસ બીકાનેર ( રાજપૂતાના ) ના રાજા કલ્યાણસિંહ નો મંત્રી કર્મચંદ્ર, કે જે ખરતરગચ્છનો આગેવાન અને દઢ શ્રાવક હતો, તે પોતાના રાજાની ખફગીના લીધે અકબરના દરબારમાં આવીને રહ્યો હતો. અને પોતાની કાર્ય કુશળતાથી બાદશાહની મ્હોટી મ્હેરબાની મેળવી શકયો હતો. તેના કથનથી, તેના ગુરૂ જિનચંદ્રસૂરિને બાદશાહે પોતાની મુલાકાત લેવા લાહોર બોલાવ્યા હતા. બાદશાહે તેમની મુલાકાત લઈ તેમનું મન પણ રાજી રાખવા માટે, આષાઢ માસના શુકલપક્ષના અંતિમ ૮ દિવસોમાં જીવહિંસા બંધ કરવા માટે એક ફરમાન + કરી આપ્યું હતું. મંત્રી કર્મચંદ્રના કથનથી તેમણે એ વખતે જિનસિંહને આચાર્ય પદવી આપી કે જેના મહોત્સવમાં, પટ્ટાવલી અને લેખોમાં લખ્યા પ્રમાણે, કમચંદ્રે સવાક્રોડ રૂપિયા ખર્ચ કર્યા હતા. બાદશાહની સ્વારી એક વખતે કાશ્મીરદેશમાં ગઇ હતી ત્યારે જિનસિંહસૂરિ પણ તેની સાથે ગયા હતા. તેમની ચારિત્રપાત્રતા

* વિશેષ હકીકત માટે જુઓ, મ્હારો ' कृपारसकोश. '

+ આ ફરમાનની નકલ ' कृपारसकोश ' માં આપેલી છે.

અને કઠિન તપશ્ચર્યા જોઈ અકબર ખુશી થયો અને તેમના કહેવા પ્રમાણે કાશ્મીર અને ગીજની પ્રમુખ દેશોમાં એક દિવસ જીવદયા પળાવી હતી. તથા જિનચંદ્રસૂરિના કથનથી, ખંભાતની પાસેના દરિયામાં એક વર્ષ સુધી માછલીઓ મારવાનો પણ મનાઈ હુકમ કર્યો હતો.

આ હકીકત ઉપરથી જણાશે કે તપગચ્છ અને ખરતરગચ્છના બંને લેખકોનું જે કથન છે તે અમુક અંશે યથાર્થ છે. સં. ૧૬૩૯ થી ૬૦ સુધી અકબરને જૈન વિદ્વાનોનો સતત સહવાસ રહ્યો તેમાં પ્રથમના ૧૦ વર્ષોમાં તપાગચ્છનું અને પછીના ૧૦ વર્ષમાં ખરતરગચ્છનું વિશેષ વલણ હતું એમ કહેવામાં કાંઈ હરકત નથી. પરંતુ સાથે એટલું તો અવશ્ય કહેવુંજ જોઈએ કે ખરતરગચ્છ કરતાં તપાગચ્છને વિશેષ માન મળ્યું હતું અને બાદશાહ પાસેથી સુકૃત્યો પણ એ ગચ્છવાળાઓએ અધિક કરાવ્યાં હતાં.

ચૌમુખના મંદિરના આ લેખોમાં પ્રતિષ્ઠા કરાવનાર તથા મંદિર બનાવનાર તરીકે સેઠ રૂપજીનું નામ લખવામાં આવ્યું છે પરંતુ પ્રસિદ્ધિમાં તો એ આખી ટુંક સિવા અને સોમજી, કે જે ઉપર વંશવૃક્ષમાં જણાવ્યા મુજબ સં. રૂપજીના પિતૃવ્ય અને પિતા થાય છે, તેમની બંધાવેલી કહેવાય છે. પટ્ટાવલિઓમાં પણ એમનુંજ નામ છે. આ ઉપરથી જણાય છે કે એ ટુંક બંધાવવાનો પ્રારંભ તો રૂપજીના પિતાએ કર્યો હશે પરંતુ પાછળથી તેનું મૃત્યુ થઈ જવાના લીધે પ્રતિષ્ઠા વિગેરે કાર્યો રૂપજીએ કરાવ્યાં હશે.

આ મંદિરો બંધાવવામાં સેઠ સિવા સોમજીએ પુષ્કળ ધન ખરચ્યું હતું. 'મીરાતે–અહમદી'ના લખવા પ્રમાણે બધા મળી ૫૮ લાખ રૂપિયા આમાં ખર્ચ થયા હતા. કહેવાય છે કે ૮૪૦૦૦ રૂપિયાનાં તો એકલાં દોરડાંજ કામ લાગ્યાં હતાં! મંદિરોની વિશાલતા અને ઉચ્ચતા જોતાં એ કથનમાં શંકા લઈ જવા જેવું કશું જણાતું નથી.

ક્ષમાકલ્યાણકની ખરતરગચ્છની પટ્ટાવલીમાં એ બંધુઓના વિષયમાં લખ્યું છે કે, " અમદાબાદમાં સિવા અને સોમજી બંને ભાઈઓ મિથ્યાત્વી હોઈ ચિભડાનો વ્યાપાર કરતા અને બહુ દરિદ્રાવસ્થા ભોગવતા હતા. જિનચંદ્રસૂરિ વિચરતા વિચરતા અમદાબાદમાં આવ્યા અને એ

ભાઈઓને ઉપદેશ આપી શ્રાવક બનાવ્યા. સૂરિની કૃપાથી પછી તેઓએ પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કર્યું અને મહાન ધનવાન થયા. + ”

જિનસિંહસૂરિએ, એ મંદિરની પ્રતિષ્ઠા સમયે બધા મળી ૫૦૧ જિનબિમ્બોની પ્રતિષ્ઠા કરી હતી એમ ખરતર–પટ્ટાવલીમાં ઉલ્લેખ છે. *

( ૨૧ )

વિમલવસહિ ટુંકમાં, હાથીપોલ નજીક આવેલા મંદિરની ઉત્તર તરફની ભીંતમાં, ૩૧ પંક્તિમાં, આ લેખ કોતરેલો છે. લેખનો ઘણો ખરો ભાગ પદ્યમાં છે અને થોડોક ગદ્યમાં છે.

પહેલા ૫ પદ્યોમાં, મંગલ, હાલાર પ્રાંતના નવીનપુર ( કે જેને હાલમાં જામનગર કહે છે ) નું નામ અને ત્યાંના જશવંત અને શત્રુશલ્ય નામના બે રાજાઓનો ઉલ્લેખ છે. ૬ થી ૧૩ સુધીનાં પદ્યોમાં, અંચલગચ્છના પ્રવર્તક આચાર્ય આર્યરક્ષિતસૂરિથી તે લેખ-કાલીન આચાર્ય કલ્યાણસાગરસૂરિ સુધીના આચાર્યોનાં નામો આપ્યાં છે. ( આ નામો ઉપર પૃષ્ઠ ૧૧ માં આવેલાં છે. ) ૧૪ મા પદ્યથી પ્રતિષ્ઠા કરાવનાર કુટુંબનું વર્ણન છે.

ઓસવાલ જ્ઞાતિમાં, લાલણગોત્રમાં પહેલાં હરપાલ નામે મ્હોટો શેઠ થયો. તેને હરીઆ નામનો પુત્ર થયો. હરીઆને સિંહ, તેને ઉદેસી, તેને પર્વત અને તેને વચ્છ થયો. વચ્છની સ્ત્રી વાચ્છ-લદેની કુક્ષિથી અમર નામનો પુત્ર જન્મ્યો. અમરની સ્ત્રી લિંગદેવી નામની હતી જેને વર્ધમાન, ચાંપસી અને પદ્મસિંહ; એમ ત્રણ પુત્રો થયા. તેમાં વર્ધમાન અને પદ્મસિંહ વિશેષ પ્રસિદ્ધ થયા. આ બંને ભાઈઓ જામ રાજાના મંત્રિઓ હતા. લોકોમાં તેમનો સત્કાર પણ બહુ હતો. વર્દ્ધમાનની સ્ત્રી વન્નાદેવી હતી, જેને વીર અને

---

+ “ अहम्मदाबादनगरे चिर्भटीव्यापारेणाजीविकां कुर्वाणौ मिथ्यात्विकुलोत्पन्नौ प्राग्वाटज्ञातीयौ सिवा-सोमजीनामानौ द्वौ भ्रातारौ प्रतिबोध्य सकुटुम्बौ श्रावकौ कृतवन्तः । ”

* “ संवत् १६७५ वैशाखशुदित्रयोदश्यां शुक्रे श्रीराजनगरवास्तव्यप्राग्वाट-ज्ञातीयसंघपतिसोमजीकारितशत्रुंजयोपरि चतुर्द्वारविहारहारायमाणश्रीऋषभादिजिनैकाधिकपंचशत( ५०१ )प्रतिमानां प्रतिष्ठा विहिता । ”

વિજપાલ નામના બે પુત્રો થયા. પદ્મસિંહની સ્ત્રીનું નામ સુજાણદે હતું અને તેને પણ શ્રીપાલ, કુંઅરપાલ અને રણમલ્લ નામના ત્રણ પુત્રો થયા. આવી રીતે સુખી અને સંતતિવાળા બંને ભાઇઓએ સંવત્ ૧૬૭૫ ( શાકે ૧૫૪૧ ) ના વૈશાખ માસના શુક્લ પક્ષની તૃતીયા અને બુધવારના દિવસે શાંતિનાથ આદિ તીર્થંકરોની ૨૦૪ પ્રતિમાઓ ભરાવી અને પ્રતિષ્ઠિત કરાવી.

પોતાના વાસસ્થાન નવાનગર ( જામનગર ) માં પણ તેમણે વિપુલ ધન ખર્ચી કૈલાસપર્વત જેવો ઉંચો પ્રાસાદ કરાવ્યો અને તેની આજુ બાજુ ૭૨ દેવકુલિકાઓ અને ૮ ચતુર્મુખ મંદિરો બંધાવ્યાં. સા. પદ્મસિંહે શત્રુંજય ઉપર પણ ઉંચા તોરણો અને શિખરોવાળું મ્હોટું મંદિર બનાવ્યું અને તેમાં શ્રેયાંસ તીર્થંકર આદિ અર્હતોની પ્રતિમાઓ સ્થાપન કરી.

તથા, વળી સંવત્ ૧૬૭૬ ના ફાલ્ગુન માસની શુકલ દ્વિતીયાના દિવસે નવાનગરથી સા. પદ્મસિંહે મ્હોટો સંઘ કાઢયો અને અંચલગચ્છના આચાર્ય કલ્યાણસાગરની સાથે શત્રુંજયની યાત્રા કરી પોતે કરાવેલા મંદિરમાં ઉકત તીર્થંકરોની પ્રતિમાઓની ખૂબ ઠાઠમાટ સાથે પ્રતિષ્ઠા કરાવી.

વાચક વિનયચંદ્રગણિના શિષ્ય પંડિતશ્રી દેવસાગરે + આ પ્રશસ્તિ બનાવી છે.

* * * *

સા. વર્દ્ધમાન અને સા. પદ્મસિંહનું બનાવેલું ઉકત જામનગરવાળું મંદિર અંજે પણ ત્યાં સુશોભિત છે. એ મંદિરમાં શિલાલેખ પણ વિદ્યમાન છે, જે આ સંગ્રહમાં ૪૫૫ મા નંબર નીચે આપવામાં આવેલો છે. પ્રસંગોપાત્તથી તે લેખનો સાર અત્રેજ આપી દેવો ઠીક પડશે.

આ લેખમાં ૧૮ પદ્યો અને અંતે થોડોક ભાગ ગદ્ય છે. પદ્યોમાં આ લેખ પ્રમાણે જ અંચલગચ્છની પટ્ટાવલી અને સા. વર્દ્ધમાનની વંશાવલી આપી છે. આ વંશાવલી પ્રમાણે વર્દ્ધમાનના કુટુંબનું વંશવૃક્ષ આ પ્રમાણે થાય છે.—

---

+ દેવસાગર ઉત્તમ પંક્તિના વિદ્વાન્ હતા. તેમણે હેમચંદ્રાચાર્યના अभिधानचिन्तामणि કોશ ઉપર व्युत्पत्तिरत्नाकर નામની ૨૦૦૦૦ શ્લોક પ્રમાણ મ્હોટી ટીકા બનાવી છે.




§ અમરસિંહના પૂર્વજોનાં નામ અને ક્રમમાં, શત્રુંજયના અને જામનગરના લેખમાં કાંઇક ભિન્નતા છે. બંનેનું કોષ્ટક આ પ્રમાણે છે--

| શત્રુંજય० પ્રમાણે-- | જામનગર० પ્રમાણે— |
|---|---|
| ૧ હરપાલ. | ૧ સિંધજી. |
| ૨ હરીયા. | ૨ હરપાલ. |
| ૩ સિંહ. | ૩ દેવનંદ. |
| ૪ ઉદેસી. | ૪ પર્વત. |
| ૫ પર્વત. | ૫ વચ્છુ. |
| ૬ વચ્છુ. ( સ્ત્રી વાચ્છલદેવી. ) | ૬ અમર. |
| ૭ અમર. ( સ્ત્રી લીંગદેવી. ) | |

* જામનગરવાળા પુસ્તક પ્રકાશક શ્રાવક હીરાલાલ હંસરાજ પોતાને એ જગડૂની સંતતિ તરીકે જણાવે છે. જુઓ **વિજયાનન્દાભ્યુદય** કાવ્યની **પ્રશસ્તિ.**

ગદ્યભાગમાં લખવામાં આવ્યું છે કે—પોતાના પરિવાર સમેત, અમાત્ય ( પ્રધાન ) શિરોમણિ વર્દ્ધમાનસાહ અને પદ્મસિંહસાહે, હાલાર પ્રદેશમાં, નવાનગર ( જામનગર ) માં, જામ શ્રી શત્રુશલ્ય (છત્રશાલ) ના પુત્ર શ્રીજસવંતજીના વિજયવંતા રાજ્યમાં, અંચલગચ્છના આચાર્ય શ્રીકલ્યાણસાગરસૂરિના ઉપદેશથી, શ્રીશાંતિનાથનું મંદિર બંધાવવા રૂપ પુણ્ય કૃત્ય કર્યું. તથા ઉકત તીર્થંકર આદિની ૫૦૧ પ્રતિમાની બે પ્રતિષ્ઠાઓ કરાવી. તેમાં પ્રથમ સંવત્ ૧૬૭૬ વૈશાખ શુકલ ૩ બુધવારના દિવસે અને બીજી સંવત્ ૧૬૭૮ ના વૈશાખ શુકલ ૫ શુક્રવારના દિવસે. એવી રીતે મંત્રીશ્વર વર્દ્ધમાન અને પદ્મસિંહે ૭ લાખ રૂપિયા પુણ્યક્ષેત્રોમાં ખર્ચ કર્યા !

આ બંને લેખો ઉપરથી જણાય છે કે વર્દ્ધમાન અને પદ્મસિંહ—બંને ભ્રાતા જામનગરના તત્કાલીન પ્રધાનો હતા અને તેઓ ચુસ્ત જૈનધર્મી હોઈ જૈન ધર્મની ઉન્નતિ માટે પુષ્કળ પ્રયત્ન અને દ્રવ્યવ્યય કર્યો હતો. શ્રાવક હીરાલાલ હંસરાજે વર્દ્ધમાનના વિષયમાં विजयानंदाभ्युदयकाव्य માં નીચે પ્રમાણે હકીકત લખી છે.

" વર્દ્ધમાન સાહનો ઇતિહાસ આ પ્રમાણે છે— તેઓ કાઠીયાવાડની ઉત્તરે આવેલા કચ્છ નામના દેશમાં આવેલા અલસાણા નામે ગામના રહેવાસી હતા. તેઓ ઘણાજ ધનાઢય તથા વ્યાપારના કાર્યોમાં પ્રવીણ હતા. તેજ ગામમાં રાયસી સાહ નામના પણ એક ધનાઢય સેઠ રહેતા હતા. તેઓ બંને વચ્ચે વહેવાઇનો સંબંધ હતો. તેઓ બંને જૈનધર્મ પાળતા હતા. એક દિવસે જામનગરના રાજા જામસાહેબે તે અલસાણાના ઠાકોરની કન્યા સાથે લગ્ન કર્યાં. તેમાં જામશ્રીના કહેવાથી તે કુંવરીએ દાયજામાં પોતાના પિતા પાસે તે બંને સાહુકારો જામનગરમાં આવી વસે એવી માગણી કરી. તે માગણી તેના પિતાએ કબુલ રાખવાથી ઓસવાલ જ્ઞાતિના દસ હજાર માણસો સહિત તે બંને સાહુકારોએ જામનગરમાં આવી નિવાસ કર્યો.

ત્યાં રહી તેઓ અનેક દેશો સાથે વ્યાપાર કરવા લાગ્યા અને તેથી જામનગરની પ્રજાની પણ ઘણી આબાદી વધી. વળી તે બંને સાહુકારોએ પોતાના દ્રવ્યનો સદુપયોગ કરવા માટે ત્યાં ( જામનગરમાં ) લાખો પૈસા ખર્ચીને મ્હોટાં વિસ્તારવાળાં તથા દેવવિમાનો સરખાં જિનમંદિરો બંધાવ્યાં.

તે મંદિરો વિક્રમ સંવત્ ૧૬૭૬ માં સંપૂર્ણ થયાં. અનુક્રમે શ્રીવર્ધમાન શત્રુંજય ગિરનાર વગેરેની યાત્રા કરી અને ત્યાં પણ જિનમંદિરો બંધાવ્યાં. એવી રીતે પોતાના લાખો પૈસા ખર્ચીને તેમણે આ ચપલ લક્ષ્મીનો લાવો લીધો. વર્દ્ધમાનસાહનું રાજ્યદરબારમાં ઘણું સન્માન થવા લાગ્યું, તથા જામશ્રી પણ ઘણું ખરૂં કાર્ય તેમની સલાહ પ્રમાણે કરવા લાગ્યા. આથી કરીને જામસાહેબના એક લુહાણા કારભારીને ઇર્ષા થઈ, તેથી તે વર્દ્ધમાન સાહપરની જામ સાહેબની પ્રીતિ ઓછી કરાવવાની તજવીજ કરવા લાગ્યો. એક દહાડે તે કારભારીએ જામ સાહેબને કહ્યું કે, હાલમાં રાજ્યમાં નાણાંનો ખપ છે, તેથી આપણા શહેરના ધનાઢય સાહુકાર વર્દ્ધમાન સાહ ઉપર નેવું હજાર કોરીની ચીઠ્ઠી લખી આપો. જામ સાહેબે પણ તેના કહેવા પ્રમાણે ચીઠ્ઠી લખી આપી. પછી તે કારભારીએ તે ચીઠ્ઠી ઉપર ૧ મીંડું પોતાના તરફથી ચડાવી નેવું હજારના બદલે નવ લાખની ચીઠ્ઠી બનાવી. પછી તેજ દિવસે સાંજના વાળુ વખતે તે કારભારી વર્દ્ધમાન સાહ પાસે ગયો અને તેમને કહેવા લાગ્યો કે, જામસાહેબે હુકમ કર્યો છે કે, આ ચીઠ્ઠી રાખીને નવ લાખ કોરી આજ વખતે આપો. વર્દ્ધમાન સાહે કહ્યું કે, આ વખત અમારે વ્યાળુ કરવાનો છે માટે આવતી કાલે સવારે તમે આવજો, એટલે આપીશું. પણ તે કારભારીએ તો, તેજ વખતે, તે કોરી લેવાની હઠ લીધી. તેથી વર્દ્ધમાન સાહે તેને તેજ વખતે કાંટો ચડાવી પોતાની વખારમાંથી નવલાખ કોરી તોળી આપી. કારભારીના આ કર્તવ્યથી વર્દ્ધમાનસાહને ગુસ્સો ચડયો, તેથી પ્રભાતમાં રાયસીસાહ સાથે મળીને તેમણે ઠરાવ કર્યો કે, જે રાજ્યમાં પ્રજાપર આવો જુલમ હોય ત્યાં આપણે રહેવું લાયક નથી, માટે આપણે આજેજ અહિંથી ચાલીને કચ્છમાં જવું. તે સમયે રાયસી સાહે પણ તે વાત કબુલ કરી. પરંતુ જ્યારે વર્દ્ધમાન સાહે ત્યાંથી નિકળી કચ્છ તરફ પ્રયાણ કર્યું ત્યારે રાયસી સાહે ખુટામણ લેઈ કહ્યું કે, મ્હારે તો આ દેહરાંઓનું કામ અધુરૂં હોવાથી, મ્હારાથી આવી શકાશે નહીં. પછી વર્દ્ધમાન સાહ એકલાએ ત્યાંથી પ્રયાણ કર્યું. તેમની સાથે બીજા સાડા સાત હજાર ઓસવાળો પણ કચ્છ તરફ રવાના થયા. તે બધા માણસોનું ખાધા ખોરાકી વિગેરેનું ખર્ચ વર્દ્ધમાન સાહે પોતાના માથે લીધું. પ્રયાણ કરી વર્દ્ધમાન સાહ બ્રાળ મુકામે પહોંચ્યા ત્યારે જામ સાહેબને તે બાબતની ખબર પડી. જામ સાહેબે તેમને પાછા બોલાવવા માટે પોતાનાં માણસો મોકલ્યાં, પરંતુ વર્દ્ધમાન સાહ આવ્યા નહિ. ત્યારે જામ

સાહેબ પોતે ત્યાં ગયા અને આવી રીતે એકાએક પ્રયાણ કરવાનું સેઠને કારણ પુછ્યું. સેઠે જે હકીકત બની હતી તે નિવેદન કરી. ત્યારે જામસાહેબે આશ્ચર્ય સહિત કહ્યું કે મ્હેં તો ફક્ત નેવુ હજાર કોરીની ચીઠ્ઠી લખી આપી હતી. આ વાત જાણી કારભારી પર જામ સાહેબનો ઘણોજ ગુસ્સો ચઢયો. જામ સાહેબ સેઠને મનાવી એકદમ પાછા જામનગર આવ્યા. ત્યાં કલ્યાણજી હેઠે તે કારભારી જામસાહેબને મળ્યો. જામ સાહેબે એકદમ ગુસ્સામાંજ ત્યાં તેને જંબીયાથી પોતાના હાથે મારી ન્હાંખી યમને દ્વારે પહોંચાડયો. એ લુહાણા કારભારીનો પાળીઓ હાલ પણ ત્યાં ( જામનગરમાં ) કલ્યાણજીના મંદિરમાં મોજુદ છે. જે વખારમાં વર્દ્ધમાન સાહે તેને નવલાખ કોરી તોળી આપી હતી તે વખારનું, જામનગરમાં માંડવી પાસે રહેલું મકાન, હાલ પણ નવલખાના નામથી ઓળખાય છે. તેમનાં ચણાવેલાં અત્યંત મનોહર જિન-મંદિરો પણ હાલ, તે સમયની તેમની જાહોજલાલી દષ્ટિગોચર કરે છે. તેમનું રહેવાનું મકાન પણ હાલ જામનગરમાં જીર્ણ અવસ્થામાં હયાત છે. તેમણે અનેક ધર્મકાર્યો તથા લોકોપકૃતિનાં કાર્યો કરેલાં છે. "

પૃષ્ઠ. ૩૬૨-૬૫.

( ૨૨ )

આ લેખ, નં. ૬ અને ૭ વાળા લેખો જે દેહરીમાં છે તેની પાસે આવેલી અને આદીશ્વરના મ્હોટા મંદિરના ઇશાન ખુણામાં રહેલી દેહરીમાં આવેલો છે.

મિતિ સં. ૧૬૭૫ વૈશાખ શુકલ ૧૩ શુક્રવાર. અંચલગચ્છના કલ્યાણસાગરસૂરિના સમયે અમદાવાદના શ્રીમાલજ્ઞાતીય સા. ભવાન ( સ્રી રાજલદે ) ના પુત્ર સા. ખીમજી અને સૂપજી-બંનેએ શત્રુંજય ઉપર આ દેહરી કરાવી.

( ૨૩ )

ખરતરવસહિ ટુંકમાં મ્હોટા ચતુર્મુખ-પ્રાસાદના ઇશાન ખુણામાં આવેલી પ્રતિમાની નીચે, ૬ પંક્તિમાં, આ લેખ કોતરેલો છે. તારીખ ઉપર પ્રમાણેજ.

નં. ૧૭ થી ૨૦ વાળા લેખોમાં વર્ણવેલા સં. રૂપજીના પિતા-મહ સં. નાથા ( સ્રી નારિંગદે ) ના પુત્ર સં. સૂરજીએ, પોતાની

સ્રી સુષમાદે અને દત્તક પુત્ર ઇન્દ્રજી સહિત, આ શાંતિનાથનું બિમ્બ કરાવ્યું. પ્રતિષ્ઠા કરનાર ઉક્ત લેખો વર્ણિત જિનરાજસૂરિ છે.

( ૨૪ )

ઉપરના લેખવાળી પ્રતિમાની સામે, અને ચતુર્મુખપ્રાસાદના અગ્નિ ખુણામાં આવેલી પ્રતિમાની નીચે, બે પંક્તિમાં, આ લેખ કોતરેલો છે. મિતિ એજ.

ઉક્ત સં. રૂપજીના વૃદ્ધ ભ્રાતા સં. રત્નજી ( ભાર્યા સુજાણદે ) ના પુત્ર સુંદરદાસ અને સખરાએ પોતાના પિતાના નામથી શાંતિનાથ તીર્થંકરની પ્રતિમા સ્થાપિત કરી. પ્રતિષ્ઠા કરનાર જિનરાજસૂરિ.

( ૨૫ )

વિમલવસહિ ટુંકમાં, આદીશ્વરના મંદિર પાસે આવેલા ન્હાના મંદિરમાં, ન્હાની મ્હોટી ૯ પંક્તિમાં, આ લેખ કોતરેલો છે. મિત સં. ૧૬૭૬ વૈશાખ વદિ ૬ શુક્રવાર.

તપગચ્છાચાર્ય શ્રીવિજયદેવસૂરિના સમયમાં, શ્રીમાલજ્ઞાતીય અને લઘુશાખીય મંત્રી જીવા ( સ્રી રંગાઈ ) ના પુત્ર મંત્રી વાછાકે પોતાની સ્રી ગંગાઇ આદિ પરિવાર સમેત, સેઠ શિવજી ભણુશાલીની કૃપાથી પોતે પ્રતિષ્ઠિત કરેલું એવું એ વિમલનાથનું મંદિર કરાવ્યું.

( ૨૬ )

ખરતરવસહિ ટુંકની પશ્ચિમે આવેલા મંદિરમાં, ઉત્તર તરફ, નં. ૩ ના પગલાંની આસપાસ, ૧૧ પંક્તિમાં, આ લેખ કોતરેલો છે.

આદિનાથ તીર્થંકરથી લઈ મહાવીર તીર્થંકર સુધીના ૨૪ તીર્થંકરોના બધા મળી ૧૪૫૨ ગણધરો થયેલા છે. એ બધા ગણધરોના એક સાથે આ સ્થાને ચરણયુગલ સ્થાપન કરેલાં છે. જેસલમેર નિવાસી, ઓસવાલજ્ઞાતીય અને ભાંડશાલિક ગોત્રીય સુશ્રાવક સા૦ શ્રીમલ ( ભાર્યા ચાપલદે ) ના પુત્ર સં. થાહરૂ × ( થાહરૂ ) કે જેણે લોદ્રવા-

× વાસ્તવિક નામ ' થાહરૂ ' છે. પરંતુ ડૉ. બુલ્હરે ' હ ' ને ' દ ' અને ' રૂ ' ને ' રૂ ' વાંચી ' થાહરૂ ' નામ લખ્યું છે.

પત્તનના પ્રાચીન મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો હતો, ચિંતામણિ પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી, પ્રતિષ્ઠાના સમયે દરેક મનુષ્ય દીઠ એક એક સોનામહોરની લ્હાણી કરી હતી, સંઘનાયકને કરવા યોગ્ય દેવપૂજા, ગુરૂ–ઉપાસના અને સાધર્મિવાત્સલ્ય આદિ બધાં ધર્મકાર્યો કર્યાં હતાં અને શત્રુંજયની યાત્રા માટે મ્હોટો સંઘ કાઢી સંઘપતિનું તિલક પ્રાપ્ત કર્યું હતું, તેણે, પુંડરીકાદિ ૧૪૫૨ ગણધરોનું, પૂર્વે નહિ થયેલું એવું પાદુકાસ્થાન, પોતાના પુત્ર હરરાજ અને મેઘરાજ સહિત, પુણ્યોદયને માટે બનાવ્યું અને સં. ૧૬૮૨ ના જ્યેષ્ઠ વદિ ૧૦ શુક્રવારના દિવસે ખરતરગચ્છના આચાર્ય જિનરાજસૂરિએ પ્રતિષ્ઠિત કર્યું.

( ૨૭ )

હાથીપોળ અને વાઘણપોળની વચ્ચે આવેલી વિમલવસહિ ટુંકમાં, ડાબા હાથે રહેલા મંદિરના એક ગોખલામાં, ૪૪ પંક્તિમાં આ નં. ૨૭ નો લેખ કોતરેલો છે.

મિતિ સં. ૧૬૮૩, બાદશાહ જહાંગીરના રાજ્યની છે. નં. ૨૧ ની માફક આ લેખ પણ અંચલગચ્છવાળાનો છે. આમાં પ્રારંભમાં ૧૩ પદ્યો છે અને પછી બાકીનો બધો ભાગ ગદ્યમાં છે. લેખનો ગદ્યભાગ સંસ્કૃત અને ગુજરાતી મિશ્રિત છે.

આદિના ૫ પદ્યોમાં તીર્થંકરોને નમસ્કાર કરેલો છે, અને પછીનામાં અંચલગચ્છના આચાર્યોના નં. ૨૧ પ્રમાણેજ નામો આપેલાં છે.

ગદ્યભાગમાં જણાવ્યું છે કે—શ્રીમાલજ્ઞાતીય મંત્રીશ્વર શ્રીભંડારીનો પુત્ર મહં. અમરસી તેનો પુત્ર મહં. શ્રીકરણ, તેનો પુત્ર સા. ધન્ના, તેનો પુત્ર સોપા અને તેનો પુત્ર શ્રીવંત થયો. શ્રીવંતની સ્ત્રી બાઈ સોભાગદેની કુક્ષિથી એક પુત્ર અને એક પુત્રી થઈ. પુત્રનું નામ સા. શ્રીરૂપ અને પુત્રીનું નામ હીરબાઈ હતું. એજ હીરબાઇએ પોતાના પુત્ર પારીખ સોમચંદ્ર આદિ પરિવાર સહિત, સં. ૧૬૮૩ ના માઘ શુક્લ ૧૩ અને સોમવારના દિવસે, ચંદ્રપ્રભના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. આ મંદિર પ્રથમ રાજનગર ( અમદાબાદ ) નિવાસી મહં. ભંડા-

રીએ કરાવ્યું હતું. તેની ૬ ઠી પેઢીએ શ્રાવિકા હીરબાઈ થઈ કે જેણે એનો પ્રથમ ઉધ્ધાર કર્યો. વળી એ બાઈએ શત્રુંજયની ૯૯ વાર સંઘ સહિત યાત્રા કરી. એના સ્વસુરપક્ષના, પારિખ ગંગદાસ ( ભાર્યા ગુરદે ) નો પુત્ર પા. કુંઅરજી ( ભાર્યા કમલાદે ) થયો. તેને બે પુત્રો થયા—પારીખ વીરજી અને રહીયા. બાઈ હીરબાઈ × તે પારીખ વીરજીની સ્ત્રી, તેણે પોતાના પુત્ર પારીખ સોમચંદ્રના નામથી ચંદ્રપ્રભ તીર્થંકરનું બિંબ કરાવ્યું અને દેશાધિપતિ ખાંધુજીના પુત્ર શિવાજીના રાજ્યમાં, પોતાની પુત્રી બાઈ કલ્યાણી, ભાઈ રૂપજી અને ભત્રીજા ગોડીદાસ સમેત આચાર્ય કલ્યાણસાગરસૂરિના હાથે, ઉકત દિને તેની પ્રતિષ્ઠા કરાવી.

વાચક દેવસાગરગણિએ આ પ્રશસ્તિ બનાવી, પંડિત શ્રીવિજયમૂર્તિ ગણિએ લખી અને પં. વિનયશેખર ગણિના શિષ્ય મુનિ રવિશેખરે લખાવી ( ? ).

( ૨૮ )

આ લેખ, મ્હોટી ટુંકમાંના આદીશ્વર ભગવાનના મુખ્ય મંદિરની પશ્ચિમ બાજુએ આવેલા ન્હાંના મંદિરમાં ચૌમુખની પ્રતિમા નીચે, બે પંકિતમાં કોતરેલો છે.

સં. ૧૬૮૪ ના માઘ વદી ૫ અને શુક્રવારના દિવસે, પાટણ નિવાસી, શ્રીમાલજ્ઞાતીય ઠ. જસપાલના પૌત્ર ઠ. ધાધાકે, પોતાના પિતા ઠ. રાજા અને માતા ઠ. સીવુના શ્રેયોર્થે, ગોખલા ( ખત્તક ) સમેત આદિનાથ ભગવાન્નું બિંબ બનાવરાવ્યું.

( ૨૯ )

બાલાવસહિ ( અગર બાલાભાઈ ) ટુંકની થોડેક ઉપર જે અદ્‌ભુત આદિનાથનું મંદિર કહેવાય છે અને જેમાં જીવતા ખરાબામાંથી વિશાલ આકારવાળી આદિનાથની મૂર્તિ કોતરી કાઢેલી છે, તેમાં એક પત્થર ઉપર, ૯ પંકિતમાં, આ નં. ૨૯ નો લેખ કોતરેલો છે.

લેખમાં જણાવ્યું છે કે—સં. ૧૬૮૬ ના ચૈત્ર શુકલ ૧૫ ના દિવસે, દક્ષિણદેશમાં આવેલા દેવગિરિનગર ( દૌલતાબાદ ) ના વાસી

× હીરબાઈનો બંધાવેલો એક કુંડ પણ શત્રુંજય ઉપર વિદ્યમાન છે.

અને શ્રીમાલજ્ઞાતિના લઘુશાખીય સા. તુક ( કા ) ( ભાર્યા તેજલદે ) ના પુત્ર સા. હાસુજીએ, પોતાની સ્ત્રી હાસલદે, ભાઈ સા. વચ્છુજી ( ભાર્યા વચ્છાદે ) અને સા. દેવજી ( ભાર્યા દેવલદે ), પુત્ર ધર્મદાસ અને ભગિની બાઈ કુંઅરી પ્રમુખ સકલ કુટુંબ સમેત, સિદ્ધાચલની યાત્રા કરી અને અદ્‌ભુત—આદિનાથના મંદિરના મંડપનો કોટ સહિત ફરીથી ઉદ્ધાર કરાવ્યો.

છેલ્લી ત્રણ પંક્તિઓમાંનો ઘણો ખરો ભાગ તૂટી ગયેલો છે તેથી આચાર્ય વિગેરેનાં નામો જતાં રહ્યાં છે. લેખની સ્થિતિ જોતાં જણાય છે કે લેખનો એ ભાગ સ્વાભાવિક રીતેજ નષ્ટ થઈ ગયેલો નથી પરંતુ જાણી જોઇને કોઇએ તેનો નાશ કરેલો છે. કારણ કે દરેક જગાએ જ્યારે નામના શબ્દો જતા રહ્યા છે ત્યારે 'तत्पट्टालंकारे' ........ 'पंडितोत्तम' આદિ વિશેષણો સ્પષ્ટ જણાય છે. આથી અવશ્ય કોઈ સંપ્રદાયદુરાગ્રહીની આ વર્તણુંક હોવી જોઇએ.

( ૩૦ )

મ્હોટી ટુંકમાં આદીશ્વરના મુખ્ય પ્રાસાદના દક્ષિણદ્વારની સામે આવેલા સહસ્રકૂટ—મંદિરના પ્રવેશદ્વારની પાસે આ લેખ આવેલો છે. પંક્તિ સંખ્યા ૧૦ છે.

સં. ૧૬૯૬ ના વૈશાખ શુકલ ૫ રવિવારના દિવસે દ્વીવબંદર નિવાસી સં. સચા ( સ્ત્રી તેજબાઈ ) ના પુત્ર સં. ગોવિંદજીએ ( સ્ત્રી વયજબાઈ ) સ્વકુટુંબ સાથે, શત્રુંજય ઉપર ઉચ્ચ મંદિર બનાવ્યું અને તેમાં સુપાર્શ્વનાથની પ્રતિમા પ્રતિષ્ઠિત કરાવી. પ્રતિષ્ઠા કરનાર આચાર્ય શ્રીવિજયસેનના પટ્ટધર વિજયદેવસૂરિ છે, કે જેમની સાથે યુવરાજ વિજયસિંહસૂરિ પણ હતા.

( ૩૧-૩૨ )

એજ મંદિરના, બે સ્તંભો ઉપર, નં. ૩૧ અને ૩૨ ના લેખો કોતરેલા છે. પહેલો લેખ પદ્યમાં અને ટુંકો છે. બીજો ગદ્યમાં અને તેના કરતાં વિસ્તૃત છે. બંનેમાં વર્ણન એકજ છે.

સં. ૧૭૧૦ ના જ્યેષ્ઠ શુક્લ ૬ અને ગુરૂવારના દિવસે, ઉગ્રસેન ( આગ્રા-શહેર ) નિવાસી ઓસવાલજ્ઞાતીય, વૃદ્ધસાખીય અને કુહાડગોત્રીય સા૦ વર્દ્ધમાન ( શ્રી વાલ્હાદે ) ના પુત્ર, સા. માનસિંહ, રાયસિંહ, કનકસેન, ઉગ્રસેન અને ઋષભદાસ આદિએ સા. જગતસિંહ અને જીવણદાસ પ્રમુખ પુત્રાદિપરિવાર સહિત, પોતાના પિતા ( વર્દ્ધમાન ) ના વચનથી, તેના પુણ્ય માટે, આ સહસ્રકૂટ તીર્થ કરાવ્યું અને પોતાનીજ પ્રતિષ્ઠામાં પ્રતિષ્ઠિત કર્યું. તપગચ્છાચાર્ય શ્રીહીરવિજયસૂરિના પટ્ટધર આચાર્ય વિજયસેનસૂરિના શિષ્ય વિજયદેવસૂરિ અને વિજયપ્રભસૂરિની આજ્ઞાથી, હીરવિજયસૂરિશિષ્ય મહોપાધ્યાય શ્રીકીર્તિવિજય ગણિના શિષ્ય ઉપાધ્યાય વિનયવિજયજીએ એની પ્રતિષ્ઠા કરી. આ કાર્યમાં, શત્રુંજયતીર્થ સંબંધી કાર્યોની દેખરેખ રાખનાર પંડિત શાંતિવિજય ગણિ, દેવવિજયગણિ અને મેઘવિજય ગણિએ, સહાયતા કરી છે.

આ લેખ, ખરતરવસહિ ટુંકમાં આવેલા શેઠ નરસી કેશવજીના મંદિરના ગર્ભાગારની બહારના મંડપમાં, દક્ષિણ દિશા તરફની દિવાલ ઉપર એક શિલાપટ્ટમાં, ૪૩ પંક્તિમાં કોતરેલા છે. શત્રુંજયના શિલાલેખોમાં, આ સૌથી આધુનિક છે.

## ( ૩૨ A * )

આ લેખમાં, પ્રથમ ૧૮ પદ્યો છે અને પછી ગદ્ય છે. ભાષા અપભ્રષ્ટ-સંસ્કૃત છે. આદિના ૧૧ શ્લોકોમાં, રત્નોદધિ (રત્નસાગર) સુધીની અંચલગચ્છની આચાર્યપટ્ટાવલી આપવામાં આવી છે. ( જુઓ, ઉપર પૃષ્ઠ ૧૧. ) પછી જણાવ્યું છે કે-કચ્છ દેશમાં, કોઠારા નગરમાં, લઘુશાખીય અર્ણશી નામે શેઠ થયો. તેનો પુત્ર નાયક થયો. નાયકની સ્ત્રી હીરબાઇની

* મૂળ લેખના મથાળે ૩૩ ના બદલે ભૂલથી ૩૨ નો અંક છપાઈ ગયો છે ( અર્થાત્ ૩૨ ના ડબલ અંકો મૂકાણા છે ) અને તેના પછીના અંકો તેનાજ અનુક્રમથી મૂકાણા છે તેથી આ જગાએ, બીજીવારના ૩૨ ઉપર વધારા તરીકે દર્શાવનાર A ચિહ્ન મૂકવામાં આવ્યું છે.

કુંખે પુણ્યવાન્ એવો કેશવજી નામનો પુત્ર થયો. તે પોતાના મામાની સાથે મુંબઈ આવ્યો અને ત્યાં વ્યાપાર કરવા લાગ્યો. વ્યાપારમાં તેણે પુષ્કળ ધન ઉપાર્જન કર્યું. તે દેવ, ગુરૂ અને ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધાવાળો હતો. તેની કીર્તિ સ્વજનોમાં સારી પેઠે વિસ્તાર પામી હતી. તેની સ્ત્રી પાબાની કુખેથી નરસિંહ નામનો પુત્ર થયો. નરસિંહની સ્ત્રીનું નામ રત્નબાઈ હતું. તે પતિભકતા અને સુશીલા હતી. કેશવજીને માંકબાઈ નામની બીજી પત્નીથી ત્રિકમજી નામનો પુત્ર થયો પરંતુ તે અલ્પ વર્ષ જીવી મૃત્યુ પામ્યો.

ગાંધી મ્હોતા ગોત્રવાળા સા. કેશવજી, પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્યનો સદુપયોગ કરવા માટે અનેક ધર્મકૃત્યો કરવા લાગ્યો. તે પોતાના પરિવાર સમેત, મ્હોટો સંઘ કાઢી શત્રુંજય આવ્યો અને કચ્છ, સોરઠ, ગુજરાત, મારવાડ, મેવાડ અને કોંકણુ આદિ બધા દેશોમાં કુંકુમપત્રિકાઓ મોકલી સંઘ જનોને આમંત્રણ કર્યું. તદનુસાર હજારો લોકો ત્યાં ભેગા મળ્યા. અંજનશલાકા કરાવા માટે મ્હોટો મંડપ તૈયાર કરાવ્યો, અને તેમાં સોના, ચાંદિ અને પાષાણના હજારો જિનબિંબો સ્થાપન કરી, સં. ૧૯૨૧ ના માઘ શુકલ પક્ષની ૭ અને ગુરૂવારના દિવસે, અંચલગચ્છના આચાર્ય રત્નસાગરસૂરિની આજ્ઞાથી મુનિ દેવચંદ્રજી અને બીજા ક્રિયાવિધિના જાણકાર અનેક શ્રાવકોએ, વિધિપૂર્વક બધા જિનબિંબોની અંજનશલાકા કરી. તે વખતે શેઠ કેશવજીએ, જિનપૂજન, સંઘભકિત અને સાધર્મિકવાત્સલ્ય આદિ ધર્મકૃત્યોમાં ખૂબ ધન ખર્ચ્યું. તથા પોતાની બંધાવેલી વિશાલ ધર્મશાળામાં, આરસ-પાષાણનું બનાવેલું શાસ્વતજિનનું જે ચતુર્મુખ ચૈત્ય હતું તેની અને પર્વત ઉપરના અભિનંદન મંદિરની, માઘ શુકલ ૧૩ અને બુધવારના દિવસે ખૂબ ધુમધામથી પ્રતિષ્ઠા કરાવી અને પોતાના પરિવાર સાથે શેઠે તેમાં અભિનંદન આદિ તીર્થંકરોની પ્રતિમાઓ સ્વહાથે તખ્તનશીન કરી. આવી રીતે ગોહિલવંશી ઠાકોર સૂરસિંહજીના સમયમાં, પાલીતાણામાં, શેઠ કેશવજીએ વિપુલ દ્રવ્ય ખર્ચી જૈનધર્મની ઘણી પ્રભાવના કરી.

માણિક્યસાગરના શિષ્ય વાચક વિનયસાગરે આ પ્રશસ્તિ બનાવી અને તેણેજ શિલાપટ્ટ ઉપર લખી.

( ૩૩ )

મ્હોટી ટુંકમાં આદીશ્વર ભગવાનના મુખ્ય મંદિરની દક્ષિણ તરફની દિવાલ ઉપર, ન્હાંની ન્હાંની ૨૨ પંક્તિઓમાં, આ નં. ૩૩ નો લેખ કોતરેલો છે. લેખમાં જણાવેલું છે કે—

સં. ૧૬૫૦ ના પ્રથમ ચૈત્ર માસની પૂર્ણિમાના દિવસે, ચારિત્રપાત્ર અને સન્માર્ગગામી એવા સાધુ રૂપ સમુદ્રને ઉલ્લસિત કરવા માટે જેઓ ચંદ્ર જેવા છે, જેમના વચનોથી રંજિત થઈ અકબર બાદશાહે શત્રુંજય પર્વત જેમના સ્વાધીન કર્યો છે અને ભટ્ટારક વિજયસેનસૂરિ પ્રમુખ સુવિહિતજનો જેમની ભક્તિપૂર્વક ચરણસેવા કરે છે એવા આચાર્ય શ્રીહીરવિજયસૂરિના મહિમાથી આનંદિત થઈ બાદશાહે શત્રુંજયની યાત્રાયે જનાર બધા મનુષ્યો પાસેથી જે દિવસે મસ્તક કર ( માથા વેરો મુંડકો ) લેવાનો નિષેધ કર્યો છે તેજ દિવસે, ઉક્ત આચાર્યવર્યના શિષ્ય. સકલવાચક શિરોમણિ શ્રીવિમલહર્ષ ઉપાધ્યાયે પં. દેવહર્ષ, પં. ધનવિજય. પં. જયવિજય, પં. જસવિજય, પં. હંસવિજય અને મુનિ વેસલ આદિ ૨૦૦ મુનિઓના પરિવાર સાથે નિર્વિઘ્ન રીતે, શત્રુંજયની યાત્રા કરી છે.

( ૩૪-૩૭ )

નં. ૩૪ થી ૩૭ સુધીના લેખો, ' ગાયકવાડસ્ ઓરીએંટલ-સીરીઝ ' માં પ્રગટ થનાર प्राचीनगुर्जरकाव्यसंग्रह માંથી ઉતારવામાં આવ્યા છે. સ્થલનો ચોકકસ નિર્ણય નથી જણાયો. પરંતુ મ્હોટી ટુંકમાંના કોઈ મંદિરમાં જુદી જુદી મૂર્તિઓ ઉપર એ લેખો લખેલા છે. બધા લેખો, સં. ૧૩૭૧ માં, પાટણના સમરાસાહે, શત્રુંજયનો ( ૧૫ મો ) ઉદ્ધાર કરાવ્યો, તે સંબંધી છે.

સમરાસાહના એ ઉદ્ધારની વિસ્તૃત હકીકત મ્હારા ' ऐतिहासिक-प्रबंधो ' નામક પુસ્તકમાં આપવામાં આવી છે તેથી અત્રે આપતો નથી.

૩૪ મો લેખ સચ્ચિકાદેવી, કે જે ઓસવાલોની કુલદેવી ગણાય છે તેની મૂર્તિ ઉપર છે. મિતિ સં. ૧૩૭૧, માઘ સુદી ૧૪ સોમવાર. ઉકેશવંશના વેસટ ગોત્રના સા૦ સલખણનો પુત્ર સા૦ આજડ અને તેનો પુત્ર સા૦ ગોસલ થયો. તેની ગુણમતી સ્ત્રીની કુંખે ત્રણ પુત્રો થયા,–સંઘપતિ આસાધર, સા૦ લૂણસિંહ અને સંઘપતિ દેસલ. તેમાં છેલ્લા દેસલે, પોતાના પુત્રો સા૦ સહજપાલ, સા૦ સાહણ-પાલ, સા૦ સામંત, સા૦ સમરા અને સા૦ સાંગણ આદિ પરિવાર સમેત, પોતાની કુલદેવી શ્રીસચ્ચિકા § ની મૂર્તિ કરાવી.

૩૫ મો લેખ, એક પુરૂષ–સ્ત્રીના મૂર્તિ–યુગ્મ ઉપર કોતરેલો છે. બીજી બધી હકીકત ઉપર પ્રમાણેજ છે, પરંતુ છેવટે લખવામાં આવ્યું છે કે, સં૦ દેસલે પોતાના વૃદ્ધભ્રાતા સંઘપતિ આસાધર અને તેમની સ્ત્રી, શેઠ માઢલની પુત્રી રત્નશ્રીનું, આ મૂર્તિ–યુગલ બનાવ્યું છે.

૩૬ મો લેખ, વચમાંથી તૂટી ગયેલો છે. ઉપલબ્ધ ભાગમાં લખેલું છે કે, સં. ૧૩૭૧ માં, સં૦ દેસલે રાણા શ્રીમહીપાલની, આદિનાથ ભગવાનના મંદિરમાં. આ મૂર્તિ બનાવી છે.

૩૭ મા લેખની મિતિ સં. ૧૪૧૪ ના વૈશાખ સુદી ૧૦ અને ગુરૂવારની છે. સં૦ દેસલના પુત્ર સા૦ સમરા અને તેની સ્ત્રી સમરશ્રીનું આ મૂર્તિ–યુગલ, તેમના પુત્ર સા૦ સાલિગ અને સા૦ સજ્જને બનાવ્યું છે અને કક્કસૂરિના શિષ્ય દેવગુપ્તસૂરિએ એની પ્રતિષ્ઠા કરી છે.

* * * * *

ઉપર લખવામાં આવ્યું છે કે, ડૉ. બુલ્હરે, તેમને મળેલા ૧૧૮ લેખોમાંથી ૩૩ લેખો તો મૂળ સંસ્કૃતમાંજ આપ્યા છે અને પછી બાકીનાનો માત્ર અંગ્રેજીમાં સારજ આપી દીધો છે. એ સારમાં, અર્વાચીન કાળના ઘણા ખરા શ્રાવકો અને કુટુંબોનાં નામો આવેલાં

§ મૂળ લેખમાં, चंडिका ( ! ) આવો ભ્રમિત પાઠ મૂકાયો છે પરંતુ પાછળથી તપાસ કરતા જણાયું કે તે 'चंडिका' નહિં પણ 'सचिका' પાઠ છે અને તેજ યોગ્ય છે.

**હોવાથી, અને તે ઐતિહાસિક દૃષ્ટિએ સારા ઉપયોગી હોવાથી, એ સારનો સમગ્ર અનુવાદ, અત્રે આપવામાં આવે છે.**

---

નં. ૩૪.[૧] સંવત્ ૧૭૮૩, માઘ સુદિ ૫; સિધ્ધચક્ર, ધણુપુરના રહેવાસી, શ્રીમાલી લઘુ શાખાના પેના (ખેતા) ની સ્ત્રી આણુન્દબાઇએ અર્પણ કર્યું.× બૃહત્ ખરતરગચ્છની મુખ્ય શાખામાં જિનચંદ્રસૂરિ થયા જેમને અકબર બાદશાહે યુગ પ્રધાનનું પદ આપ્યું. તેના શિષ્ય મહોપાધ્યાય રાજસારજી થયા. તેના શિષ્ય મહોપાધ્યાય જ્ઞાનધર્મજી, તેમના શિષ્ય ઉપાધ્યાય દીપચંદ્ર, તેમના શિષ્ય પંડિતવર દેવચંદ્રે, તેની પ્રતિષ્ઠા કરી.

નં. ૩૫. [૨] સંવત્ ૧૭૮૮, માઘ સુદિ ૬, શુક્રવાર; ખરતર ગચ્છના સા(હુ) કીકાના પુત્ર દુલીચન્દે બીમમુનિની એક પ્રતિમા અર્પણ કરી; ઉપાધ્યાય દીપચન્દ્રગણિએ પ્રતિષ્ઠા કરી.

નં. ૩૬. [૩] ( મિતિ ઉપર છે તે ); શ્રીયુધિષ્ઠિર ( ષ્ઠિર ) મુનિની પ્રતિમા ( બીજું ઉપર પ્રમાણે ).

નં. ૩૭.[૪] વિક્રમ સંવત્ ૧૭૮૮, શક ૧૬૫૩, માઘ સુદિ ૬, શુક્રવાર, તપાગચ્છના ભટ્ટારક વિજયદયાસૂરિના ઉપદેશથી શ્રીમાલી વૃદ્ધશાખાના પ્રેમજી એ ( અટક-ચુલી Cheuli, કારણ કે તે ચુલા Cheula નો રહેવાસી હતો ) ચન્દ્રપ્રભની પ્રતિમા અર્પણ કરી; અને તેજ ગચ્છના ભટ્ટારક સુમતિસાગરે પ્રતિષ્ઠિત કરી.

નં. ૩૮.[૫] સંવત્ ૧૭૯૧, વૈશાખ સુદિ ૮, પુષ્યાર્કે; પાર્શ્વનાથની પ્રતિમા, ઓસવાળ વૃધ્ધશાખા તથા નાહુલગોત્રના ભંડારી દીપાજીના પુત્ર

---

૧ ખરતરવસી ટુંકના દક્ષિણ બાજુના ખુલ્લા વિભાગમાં સિધ્ધચક્ર શિલા ઉપર. લીસ્ટ્સ, પૃ૦ ૨૦૬, નં. ૩૩૭.

× ' અર્પણ કર્યું ' એનો અર્થ બનાવ્યું-કરાવ્યું, સમજવો. આગળ પણ દરેક લેખમાં એજ અર્થ લેવાનો છે. **સંગ્રાહક.**

૨—પંચપાંડવદેવાલયની મુખ્ય મૂર્તિની જમણી બાજુએ આવેલી એક મૂર્તિની બેસણી ઉપર-લીસ્ટ્સ, પૃ. ૨૦૭. નં. ૩૫૦.

૩ પંચપાંડવદેવાલયમાં. મુખ્ય મૂર્તિની બેસણી ઉપર-લીસ્ટ્સ, ૧ ( ब ).

૪ મહાન્ આદીશ્વરના દક્ષિણ-પશ્ચિમ ખુણા સામેના એક ચોરસ દેવાલયના દ્વાર ઉપર-લીસ્ટ્સ, પૃ. ૧૯૭, કદાચ નં. ૧૦૦.

૫ વિમલવશી ટુંકમાં હાથીપોળ તરફ જતાં જમણી બાજુએ લીસ્ટ્સ, પૃ. ૨૦૨, નં. ૨૪૭.

ખેતસીહજીના પુત્ર ઉદયકર્ણ ( અને ઉદયવન્તદેવી ) ના પુત્ર ભંડારી રત્નસિંહ* મહામંત્રી, જેણે ગુજરાતમાં "અમારી" નો ઢંઢેરો પીટાવ્યો, તેણે અર્પણ કરી; તપાગચ્છના વિજયક્ષમાસૂરિના અનુગ વિજયદયાસૂરિના વિજયિ રાજ્યમાં પ્રતિષ્ઠિત થઇ.

નં. ૩૯.[૬] સંવત્ ૧૭૯૪, શક ૧૬૫૯, અષાઢ સુદિ ૧૦, રવિવાર; ઓઇશવંશ, વૃદ્ધશાખા નાહુલગોત્રના ભંડારી ભાનાજીના પુત્ર ભંડારી નારાયણજીના પુત્ર ભંડારી તારાચંદના પુત્ર ભંડારી રૂપચંદના પુત્ર ભંડારી સિવચંદના પુત્ર ભંડારી હરખચન્દે, એ દેવાલય સમરાવ્યું અને પાર્શ્વનાથની એક પ્રતિમા અર્પણ કરી; બૃહત ખરતરગચ્છના જિનચંદ્રસૂરિના વિજયિ રાજ્યમાં મહોપાધ્યાય રાજસારજીના શિષ્ય ઉપાધ્યાય જ્ઞાનધર્મજીના શિષ્ય ઉપાધ્યાય દીપચન્દજીના શિષ્ય પંડિત દેવચન્દ્રે પ્રતિષ્ઠિત કરી.

નં. ૪૦.[૭] સંવત્ ૧૮૧૦, માહ સુદિ ૧૩, મંગળવાર; સંઘવી કચરા કીકા વિગેરે આખા કુટુંબે સુમતિનાથની પ્રતિમા અર્પણ કરી; સર્વસૂરીએ પ્રતિષ્ઠિત કરી.

નં. ૪૧.[૮] સંવત્ ૧૮૧૪, માઘ વદિ ૫, સોમવાર: પ્રાગ્વાટવંશ, લઘુશાખાના અને રાજનગરના રહેવાસી વો. સાકલચન્દના પુત્ર વો. દીપચન્દના પુત્ર વો. લોઢા ( અને પ્રાણકુમાર ) ના પુત્ર વો. કેશરીસિંઘે શિખર સહિત એક દેવાલય અર્પણ કર્યું; ઉદયસૂરિએ તે પ્રતિષ્ઠિત કર્યું.

નં. ૪૨. [૯] સંવત્ ૧૮૧૫, વૈસાખ સુદિ ૬, બુધવાર: ભાવનગરના

---

* ભંડારી રત્નસિંહ, ઈસ્વી સન્ ૧૭૩૩ થી ૩૭ સુધી ગુજરાતનો નાયબ સુબો હતો. તે મહાન યોદ્ધો અને કુશળ કારભારી હતો. તે મહારાજા અભયસિંહનો વિશ્વાસુ અને બાહોશ પ્રધાન હતો. તેના વિશેષ વર્ણન માટે જુઓ, રા. બા. ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ કૃત " **ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ** " પૃષ્ઠ ૧૪૦-૫૦૦ **—સંગ્રાહક.**

૬ છીપાવસી ટૂંકમાંના એક દેવાલયના મંદિરની બહાર દક્ષિણ ભીંત ઉપર લીસ્ટસ, પૃ. ૨૦૭, નં. ૩૫૭.

૭ હાથીપોળ તરફ જતાં દક્ષિણે આવેલા એક દેવાલયમાં, વિમળવસી ટૂંક-લીસ્ટસ, પૃ. ૨૦૪, નં. ૨૮૫.

૮ આદીશ્વર દેવાલયની બહાર દક્ષિણ ખુણાના એક દેવાલયમાં.

૯ હાથીપોલ જતાં દક્ષિણ બાજુએ આવેલા દેવાલયની પ્રતિમાની બેસણી ઉપર—લીસ્ટસ, પૃ. ૨૦૪, નં. ૨૯૧.

માસા કુવરજી લાધાએ પાર્શ્વનાથની પ્રતિમા અર્પણ કરી; લઘુ પોશાલગચ્છના રાજસોમસૂરિએ પ્રતિષ્ઠિત કરી.

નં. ૪૩.[૧૦] સંવત્ ૧૮૨૨, ફાલ્ગુણ સુદિ ૫, ગુરૂવાર; મેશાણાના ગાંધી પરસોત્તમ સુંદરજી અને તેના ભત્રીજા અમ્બાઇદાસ અને તેના ભાઇ નાથા અને કુબેર, એ સર્વે વિશા ઓસવાલ; તપાગચ્છની દેરીમાં બે પ્રતિમાઓ અર્પણ કરી. સંવત્ ૧૮૬૩, ચૈત્ર સુદિ ૨ શુક્રવારે કુબેરે આ લેખ કોતર્યો.

નં. ૪૪.[૧૧] સંવત્ ૧૮૪૩, શક ૧૭૦૮, માઘ સુદિ ૧૩, સોમવાર; લઘુ શાખા અને કાસ્યપ ગોત્ર તથા પરમાર વંશના શ્રીમાલી, અને રાજનગર નિવાસી, પ્રેમચન્દે આદિનાથની પ્રતિમા અર્પણ કરી; તપાગચ્છના વિજય-જિનેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરી.

નં. ૪૫.[૧૨] વિક્રમ સંવત્ ૧૮૬૦. શક ૧૭૨૬, વૈશાખ સુદિ ૫, સોમવાર; વૃદ્ધશાખાના શ્રીમાલી, દમણ બન્દિર (દમણ) ના રહેવાસી, અને ફિરંગિ જાતિ પુરતકાલ પાતિસાહિ (પોર્તુગાલના રાજા) ના માન પામેલા સા. રાયકરણના પુત્ર હીરાચંદ અને કુંઅરબાઇના પુત્ર હરખચંદે શાંતિનાથની પ્રતિમા અર્પણ કરી.

નં. ૪૬.[૧૩] ( મિતિ ઉપર પ્રમાણે ); સુરતના ઉસવાલ જ્ઞાતિના ઝવેરી, પ્રેમચંદ ઝવેરચંદ અને જોઇતીના પુત્ર સવાઇચંદે, પ્રેમચંદ વિગેરેના નામે વિજયઆણન્દસૂરિગચ્છના વિજયદેવચન્દ્રસૂરિના વિજયિ રાજ્યમાં, વિજ્જ-હરા પાર્શ્વનાથના નવા દેવાલયમાં એક નવી પ્રતિમા અર્પણ કરી; તપા-ગચ્છના વિજયજિનેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરી.

નં. ૪૭.[૧૪] ( નં. ૪૫ પ્રમાણે મિતિ ) : વિજયઆનન્દસૂરિના

---

૧૦ મોદી પ્રેમચન્દના દેવાલયમાં, નં.૮૪ (?)

૧૧ વિમલવસી ટુંકમાં, વાઘણપોળની દક્ષિણે આવેલા એક ન્હાના દેવાલયમાં, —લીસ્ટ્સ, પૃ. ૨૦૪, નં. ૩૦૪.

૧૨ મોદી પ્રેમચન્દની ટુંકમાં. મુખ્ય દેવાલયની પ્રતિમા ઉપર, લીસ્ટ્સ પૃ. ૨૦૭, નં. ૩૬૨.

૧૩ મોદી પ્રેમચંદની ટુંકમાં જતાં જમણી બાજુએ આવેલા દેવાલયની પ્રતિમાની બેસણી ઉપર—લીસ્ટ્સ, પૃ. ૨૦૮, નં. ૩૬૭.

૧૪ મોદી પ્રેમચન્દની ટુંકમાં, સામે આવેલા દેવાલયની પ્રતિમાની બેસણી ઉપર- લીસ્ટ્સ, પૃ. ૨૦૮. નં. ૩૬૪.

ગચ્છના, સુરતના ઉસવાલ......ઝવેરી પ્રેમચન્દે વિજયદેવચન્દ્રસૂરિના વિજયિ-રાજ્યમાં અસહુરા ( વિજ્જહરા ? ) પાર્શ્વનાથના નવા દેવાલયમાં એક નવી મૂર્તિ અર્પણ કરી; તપાગચ્છના ભટ્ટારક વિજયજિનેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરી.

નં. ૪૮.[૧૫] ( નં. ૪૫ પ્રમાણે મિતિ ); અંચલગચ્છના પુણ્ય-સાગરસૂરિની વિનતિથી શ્રીમાલી સા૦ ભાઈસાજીના પૌત્ર, સા. લાલુભાઈના પુત્ર, ઘટાભાઇએ સહસકુટજી ( સહસ્રકૂટ ) ની પ્રતિમા અર્પણ કરી; તપાગચ્છના વિજયજિનેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરી.

નં. ૪૯.[૧૬] ઉપર પ્રમાણે બધું.

નં. ૫૦.[૧૭] સંવત્ ૧૮૬૦, મહા સુદ ૧૩; વીસાપોરવાલ જ્ઞાતિના તથા વિજયઆણન્દસૂરિના ગચ્છના, અમદાવાદના પારેખ. હરખચન્દના પૌત્ર, પિતામરના પુત્ર, વીરચન્દે સંવત્ ૧૮૬૧ ના ફાલ્ગુન વદિ ૫, બુધવારે એક દેવાલય શરૂ કર્યું અને પૂર્ણ કર્યું.

નં. ૫૧.[૧૮] વિક્રમ સંવત્ ૧૮૬૧. શાલિવાહન શક ૧૭૨૬. ધાતા સંવત્સર માર્ગશીર્ષ સુદિ ૩, બુધવાર. પૂર્વાષાઢ નક્ષત્ર, વૃદ્ધયોગ, ગિરકરણ, આંચળગચ્છના ઉદયસાગરસૂરિના અનુગ કિર્તિસાગરસૂરિના અનુગ પુણ્યસાગર-સૂરિના વિજયિ રાજ્યમાં, સુરતના શ્રીમાલી, નિહાલચંદભાઇના પુત્ર ઇચ્છાભાઇએ ઇચ્છાકુંડ નામે એક કુંડ અર્પણ કર્યો તે વખતે ગોહિલ રાજા ઉન્નડજી પાલીતાણા ઉપર રાજ્ય કરતો હતો.

નં. ૫૨.[૧૯] સંવત્ ૧૮૬૭, ચૈત્ર સુદ ૧૫: હાથીપોળમાં કોઇને દેવાલયો નહિ બાંધવા દેવા માટે ગુજરાતીમાં કરેલો કરાર.

નં. ૫૩.[૨૦] સંવત્ ૧૮૭૫, માઘ વદિ ૪, રવીવાર; રાધનપુરના મૂલજી અને માનકુંઅરના પુત્ર સોમજીએ સુવિધિનાથની પ્રતિમા અર્પણ કરી;

૧૫ પંચપાંડવના દેવાલયમાં સહસ્રકૂટના એક સ્તંભ ઉપર-હીરટ્સ, પૃ. ૨૦૭, નં. ૩૫૧.

૧૬ એજ દેવાલયમાં.

૧૭ વિમલવસી ટુંકમાં, એક સો સ્તંભની ચોમુખના દક્ષિણપૂર્વ—હીરટ્સ. પૃ ૨૦૨, નં. ૨૪૫.

૧૮ ટેકરીથી ઉતરતાં રસ્તા ઉપરના તળાવ ઉપર.

૧૯ હાથીપોલ પાસેની ભીંત ઉપર અગર આદીશ્વરની ટુંકના કોટ અને વિમલવસીટુંકના પૂર્વ ભાગ વચ્ચે આવેલા દ્વાર ઉપર.

૨૦ મોદી પ્રેમચંદની ટુંકમાં, ઉત્તર તરફના ભોંયરામાં.

મૂલજી અને ( તે ) ના પુત્ર સા. ડુંગરસીએ ચંદ્રપ્રભની મૂર્તિ અર્પણ કરી; ટોકરસીના પુત્ર કાંતિયા હેમજીએ મલ્લીનાથની એક પ્રતિમા અને એક ન્હાની દેહરી અર્પણ કરી.

નં. ૫૪. [૨૧] સંવત ૧૮૮૫ વૈશાખ શુક્લ અક્ષય તૃતીયા, ગુરૂવાર; શ્રાવિકા ગુલાબબ્હેનની વિનતિથી, બાલુચરના રહેવાસી, દૂગડગોત્રના, સાહ બોહિત્થજીના પુત્રો કેશવદાસજી, પૂરનચંદજી અને જેઠમલ્લજી, ના પુત્રો વિસનચંદજી અને બાબુ હર્ષચંદજીએ ચંદ્રપ્રભનું દેવાલય બંધાવ્યું; ખરતર ગચ્છના જિનહર્ષસૂરિએ પ્રતિષ્ઠિત કર્યું.

નં. ૫૫. [૨૨] સંવત ૧૮૮૬, શક ૧૭૫૧, માઘ શુક્લપક્ષ ૫, શુક્રવાર; રાજનગરના રહેવાસી, ઓશ જ્ઞાતિની વૃદ્ધ શાખાના શેઠ વખતચંદ ખુસ્યાલચંદની કન્યા મુઘીવહુ અને શેઠ પાનાભાઇના પુત્ર લલ્લુભાઇએ પોતાના બાપના શુભ સારૂં પુંડરીક ગણધરની એક પ્રતિમા અર્પણ કરી; સાગરગચ્છના શાંતિસાગરસૂરિના રાજ્યમાં પ્રતિષ્ઠિત કરી.

નં. ૫૬. [૨૩] ( મિતિ ઉપર પ્રમાણે ); રાજનગરના રહેવાસી, ઓશજાતિની વૃદ્ધશાખાના સાહ મૂલચન્દના પુત્ર સાહ હરખચંદની સ્ત્રી બાઈ રામકુંઅરના શુભ માટે તથા દોસી કુસલચંદની સ્ત્રી અને તેની ( રામકુંવરની ) પુત્રી ઝવેરબાઈના શુભ માટે, આંચલગચ્છના ભટ્ટારક રાજેન્દ્રસાગરસૂરિના રાજ્યમાં, અર્પણ કરી.

નં. ૫૭. [૨૪] ( ઉપર પ્રમાણે મિતિ ): રાજનગરના રહેવાસી, ઓશ જ્ઞાતિની વૃદ્ધ શાખાના સાહ મનુકચંદ અને કુસલબાઈના પુત્ર મોતિચન્દે હિંકાર સહિત ' ચતુર્વિંશતિતીર્થંકરપટ ' અર્પણ કર્યો અને ખરતરગચ્છના ભટ્ટારકે પ્રતિષ્ઠિત કર્યો.

નં. ૫૮. [૨૫] ( મિતિ ઉપર પ્રમાણે ) નં. ૫૭ વાળા દાતાએ ઓંકાર સહ એક 'પરમેષ્ટિ (ષ્ઠિ) પટ ' અર્પણ કર્યો; ઉપર પ્રમાણે પ્રતિષ્ઠા.

---

૨૧ પુંડરીકના દેવાલયના દક્ષિણે આવેલા એક નાના દેવાલયમાં.

૨૨ હેમાભાઈની ટુંકમાં. દ્વાર આગળ–લીસ્ટસ, પૃ૦ ૨૦૯, નં૦ ૪૦૮.

૨૩ હેમાભાઇ વખતચંદની ટુંકમાં, દ્વાર આગળની પુંડરીકની પ્રતિમાને દક્ષિણે આવેલી પ્રતિમાની બેસણી ઉપર

૨૪ હેમાભાઇની ટુંકમાં, મુખ્ય દેવાલયના મંડપની ઉત્તર દિવાલ ઉપરજ લીસ્ટસ પૃ૦ ૨૦૯, નં, ૪૦૭.

૨૫ એજ દેવાલયમાં, દક્ષિણ ભીંતે.

નં. ૫૯. [૨૬] ( મિતિ ઉપર પ્રમાણે ); રાજનગરના રહેવાસી ઓશજ્ઞાતિની વૃદ્ધશાખાના શેઠ વખતચંદ ખુસ્યાળચંદના પુત્ર શેઠ હિમાભાઇના પુત્ર નગિનદાસની સ્ત્રી ઇચ્છાવહુએ પોતાના ધણીના શુભ માટે એક દેવાલય અને ચંદ્રપ્રભની પ્રતિમા અર્પણ કરી; સાગરગચ્છના શાંતિસાગરસૂરિના રાજ્યમાં પ્રતિષ્ઠા થઇ.

નં. ૬૦. [૨૭] સંવત્ ૧૮૮૭. વૈશાખ સુદિ ૧૩; પાદલિપ્તનગરના ગોહેલ ખાંધાજી, કુંવર નોંઘણજીના રાજ્યમાં. અજમેર નગરના રહેવાસી ઉકેશજ્ઞાતીય વૃદ્ધશાખાના લુણીયા ગોત્રના સાહ તિલોકચંદના પુત્ર હિમતરાયના પુત્ર ગજમલજી પારેખે, એક દેવાલય ( વિહાર ) અને કુંથુનાથની એક પ્રતિમા અર્પણ કરી: બૃહત્ ખરતરગચ્છના ભટ્ટારક જિનહર્ષસૂરિના રાજ્યમાં પ્રતિષ્ઠિત કરવામાં આવી.

નં. ૬૧. [૨૮] સંવત્ ૧૮૮૮ વૈશાખ વદિ ૦ શોરિવાસરે (!) અમદાવાદના ઓશવાળ સાહ પાંનાચંદના પુત્ર નિહાલચંદની સ્ત્રી ખેમકુંવર બાઇએ ચંદ્રપ્રભ વિગેરેની ત્રણ મૂર્તિઓ અર્પણ કરી ખરતરગચ્છના જિનહર્ષસૂરિના રાજ્યમાં દેવચંદ્રે પ્રતિષ્ઠિત કરી.

નં. ૬૨. [૨૯] સંવત્ ૧૮૮૯, શક ૧૭૫૫, વૈશાખ શુક્લ ૧૩. બુધવાર; રાજનગરના રહેવાસી વૃદ્ધ શાખાના ઓશવાલ, વખતચંદની કન્યા ઉજમ બાઇએ ધર્મનાથની પ્રતિમા અર્પણ કરી: સાગરગચ્છના શાંતિસાગરસૂરિના રાજ્યમાં પ્રતિષ્ઠિત થઇ. તેમણે પાંચાભાઇના દેવાલય નજીક મોટી ટુંકમાં એક ન્હાનું દેવાલય બાંધ્યું.

નં. ૬૩. [૩૦] ( મિતિ ઉપર પ્રમાણે ) રાજનગરના રહેવાસી ઉકેસજ્ઞાતિની વૃદ્ધશાખાના શ્રેષ્ઠી વખતચંદના પુત્ર સૂર્યમલની સ્ત્રી પરધાન વહુએ ઋષભદેવની પ્રતિમા અર્પણ કરી. સાગરગચ્છ વાળાએ પ્રતિષ્ઠિત કરી.

---

૨૬ હેમાભાઇની ટુંકમાં આવેલા મંદિરમાં–લીસ્ટસ્. પૃ૦ ૨૦૬, નં. ૪૧૩.

૨૭ ખરતર વસી ટુંકની બહાર, ઉત્તર-પૂર્વ ખુણામાં આવેલા એક દેવાલયમાં લીસ્ટસ્ પૃ. ૨૦૭, નં. ૩૪૭.

૨૮ હેમાભાઇની ટુંકની આજુબાજુ આવેલા મંદિરોમાંના એકમાં.

૨૯ તેનાજ દક્ષિણ ભાગમાંના એક ન્હાના મંદિરમાં.

૩૦ હેમાભાઇની ટુંકમાં ઓરડી નં. ૪ ની બહારની જગ્યામાં આવેલા એક મંદિરમાં.

નં. ૬૪.[31] ( મિતિ ઉપર પ્રમાણે ) પતાજી પારખના પુત્ર જસરૂપજીના નાનાભાઈ ખુબચંદ, જસરૂપજીના પુત્ર, સિરોહિના રહેવાસી કપુરચંદજીએ ચંદ્રપ્રભની પ્રતિમા અર્પણ કરી તપાગચ્છમાં પ્રતિષ્ઠિત કરી.

નં. ૬૫. [32] ( મિતિ ઉપર પ્રમાણે ) અમદાવાદના રહેવાસી વૃદ્ધશાખાના ઓસવાળ નગિનદાસ, તેની સ્ત્રી ઇચ્છાવહુ, તેના નાનાભાઈ પ્રેમાભાઇ, તેની સ્ત્રી સાંકલીવહુ અને તેની બહેનો રૂખમાણી, પ્રસન, મોતીકુંઅર–હેમાભાઇની સ્ત્રી કંકુવહુ, મા–બાપ શેઠ વખતચંદ અને જડાવબાઇ, દાદા ખુશાલચંદ; આ સર્વ કુટુંબે હેમાભાઇના શુભ માટે ચતુર્મુખ બિંબ અર્પણ કર્યું. સાગરગચ્છના શાંતિસાગરે પ્રતિષ્ઠિત કર્યું.

નં. ૬૬. [33] ( મિતિ ઉપર પ્રમાણે) પણ શુક્ર ૧૨, બુધવાર (?) ઉજમબાઇ ( જુઓ નં. ૬૨ ) એ ઓંકારવાળું એક ' પંચપરમેષ્ટિ[ ષ્ઠિ ] પટ્ટ ' અર્પણ કર્યું. તપાગચ્છવાળાએ પ્રતિષ્ઠિત કર્યું.

નં. ૬૭. [34] સંવત્ ૧૮૮૯, શક ૧૭૫૪, વૈશાખ, શુક્લપક્ષ ૧૨, બુધવાર, ઉજમબાઈ( જુઓ નં. ૬૬ ) એ હ્રિંકારવાળું એક 'ચતુર્વિશતિતીર્થંકરપટ્ટ ' અર્પણ કર્યું; તપાગચ્છવાળાએ તેની પ્રતિષ્ઠા કરી.

નં. ૬૮. [35] સંવત્ ૧૮૯૧, માઘ, શિત ૫, સોમવાર, પાલિતાણાના ગોહેલ ખાંધાજી, તેનો પુત્ર નોંધણજી અને તેનો પુત્ર પ્રતાપસિંઘજી હતો, તેના રાજ્યમાં મકસુદાવાદ—બાલુચરના રહેવાસી, ઓશવાળ જ્ઞાતિના બૃહતશાખાના દુગડગોત્રના, નિહાળચંદના પુત્ર ઇંદ્રજીએ ઋષભની એક પ્રતિમા અર્પણ કરી; બૃહત ખરતરગચ્છના જિનહર્ષના રાજ્યમાં પં૦ જ્યવંતજીના શિષ્ય પં. દેવચંદ્રે પ્રતિષ્ઠા કરી.

---

૩૧ હેમાભાઇની ટુંકમાં ઉત્તર બાજુએ ઓરડી નં. ૨ માં,

૩૨ બહારની બાજુએ ઉત્તર—પૂર્વમાં આવેલા દેવાલયના મંદિરમાં-લીસ્ટટ્સ પૃ. ૨૦૫, નં. ૪૧૨.

૩૩ હેમાભાઈની ટુંકમાંના મુખ્ય મંદિરમાં, દક્ષિણ દિવાલ ઉપર જુઓ નં. ૫૮,

૩૪ હેમાભાઈના દેવાલયમાં, પૂર્વ ખુણામાં, મંડપની ઉત્તર દિવાલ ઉપર. જુઓ નં. ૫૭.

૩૫ ખરતરટુંકમાંના પુંડરીકના દેવાલયના દ્વારની બહાર આવેલા દેવાલયમાં-લીસ્ટટ્સ પૃ. ૨૦૬, નં. ૩૪૧.

નં. ૬૯. [36] સંવત્ ૧૮૯૨, વૈશાખ, શિત ૩ શુક્રવાર, ગોહેલ ખાંધાજી ( વિગેરે જુઓ નં. ૬૮ ) ના રાજ્યમાં, મક્ષુદાવાદ–બાલુચરના, બૃહતશાખા ઉકેસજ્ઞાતિય, દુગડગોત્રના બાબુ રાધાસિંગજીના પુત્ર બાબુ બહાદુરસિંગજીના ભાઈ બાબુ પ્રતાપસિંગજીની સ્ત્રી મહેતાબ કુંઅરે સંભવનાથ, પાર્શ્વનાથ અને શીતલનાથની પ્રતિમાઓ અર્પણ કરી; બૃહત્ ખરતરગચ્છના જિનહર્ષના રાજ્યમાં પં૦ કનક શેખરજીના શિષ્ય પં૦ જયભદ્રના શિષ્ય, પં૦ દેવચંદ્રે પ્રતિષ્ઠા કરી.

નં. ૭૦. [37] સંવત ૧૮૯૩, શક ૧૭૫૮, માઘ વદિ ૩, બુધવાર; વખતચંદ (જુઓ નં. ૪૫ ) ના પુત્ર અનોપભાઈ અને મંછીની પુત્રી ફુલકુંવરે એક દેવાલય બંધાવ્યું અને આદિનાથની પ્રતિમા અર્પણ કરી; સાગરગચ્છના શાંતિસાગરે પ્રતિષ્ઠિત કરી.

નં. ૭૧. [38] ( મિતિ ઉપર પ્રમાણે ) રાજનગરના રહેવાસી, ઓસવાળ, વૃદ્ધશાખાના, મોતીચંદના પુત્ર ફતેભાઇની સ્ત્રી ઉજલીવહુએ એક દેવાલય બંધાવ્યું તથા શાંતિનાથની પ્રતિમા અર્પણ કરી; સાગરગચ્છના શાંતિસાગરે પ્રતિષ્ઠા કરી.

નં. ૭૨. [39] ( મિતિ ઉપર પ્રમાણે ) મોતીચંદ ( જુઓ નં. ૭૧) ના પુત્ર ફતેભાઇ (તેની સ્ત્રી અગરતવહુ ) ના પુત્ર ભગુભાઈએ એક દેવાલય બંધાવ્યું અને શાંતિનાથની પ્રતિમા અર્પણ કરી; સાગરવંશના શાંતિસાગરે પ્રતિષ્ઠા કરી.

નં. ૭૩. [40] ( મિતિ ઉપર પ્રમાણે) ખંભનગરના રહેવાસી ઉસવાળ વૃદ્ધશાખાના સા૦ હીરાચંદના પુત્ર સા૦ જેસંઘના પુત્ર સા૦ લક્ષમીચન્દ્રે (તેની સ્ત્રી–પારવતી ) હેમાભાઈની ટુંકમાં એક દેવાલય બંધાવ્યું અને અજીતનાથની પ્રતિમા અર્પણ કરી.

---

૩૬ પૂર્વ તરફ મ્હોટા ચોમુખને ગોળ ફરતા કઠેરાની બહાર, ઉપરના લેખની સાથે, એક પ્રતિમાની બેસણી ઉપર—લીસ્ટસ પૃ. ૨૦૬, નં. ૩૩૭.

૩૭ હેમાભાઈની ટુંકમાં પશ્ચિમ બાજુએ, ઓરડી–નં. ૧.

૩૮ „ „ „ „ , મંદિરમાં,

૩૯ „ „ „ , ઓરડી નં. ૫.

૪૦ „ „ ઉત્તર બાજુએ, ઓરડી નં. ૧.

નં. ૭૪. [૪૧] સંવત્ ૧૮૯૩, જ્યેષ્ઠ સુદિ ૩. બુધવાર; જેશલમેરના બાફણા ગુમાનચંદજી બહાદરમલ્લજીએ ગોમુખયક્ષની એક પ્રતિમા અર્પણ કરી; ખરતરગચ્છના જિનમહેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરી.

નં. ૭૫. [૪૨] સંવત્ ૧૮૯૩, શક ૧૭૫૮, માઘ શુકલ ૧૦, બુધવાર પ્રેમચંદ વિગેરે ( જુઓ નં. ૭૬ ) એ પાર્શ્વનાથની પ્રતિમા અર્પણ કરી; પદ્મવિજય વિગેરે ( જુઓ નં. ૭૬ ) એ પ્રતિષ્ઠિત કરી.

નં. ૭૬. [૪૩] સંવત ૧૮૯૩, શક ૧૭૫૮, માઘ શુકલ ૧૦, બુધવાર અમદાવાદના શ્રીમાલી લઘુશાખાના સા૦ દામોદરદાસના પુત્ર સા૦ પ્રેમચંદના પુત્ર સા૦ સાકલચંદના પુત્ર સા૦ પીતામરની પહેલી તથા બીજી મા, અજ્બ અને માનકુંઅરે પાર્શ્વનાથની પ્રતિમા અર્પણ કરી. તપાગચ્છના વિજયસિંહ-સૂરિના વંશના, સંવિજ્ઞમાર્ગીય પદ્મવિજયગણિના શિષ્ય રૂપવિજયગણિએ પ્રતિષ્ઠિત કરી.

નં. ૭૭. [૪૪] ( મિતિ ઉપર પ્રમાણે ), સા૦ પ્રેમચંદ ( વિગેરે જુઓ નં. ૭૬ ) ના પુત્ર સા૦ કરમચંદ ના પુત્ર સા૦ મૂલચંદે પદ્મનાથની પ્રતિમા અર્પણ કરી; રૂપવિજયગણિ (વગેરે જુઓ. નં. ૭૬) એ પ્રતિષ્ઠિત કરી.

નં. ૭૮. [૪૫] (મિતિ ઉપર પ્રમાણે) મુંબાઇના રહેવાસી, ઓશ લઘુશાખાના પ્રેમચંદ અને મછાબાઇના પુત્રરત્ન ખિમચંદ અને દેવકુંઅરના પુત્ર અમરચંદે ( અને તેના કુટુંબે ) ધર્મનાથની પ્રતિમા અર્પણ કરી; તપાગચ્છના, વિજયઆણંદસૂરિના ગચ્છના, વિજયધનેશ્વરસૂરિના રાજ્યમાં પ્રતિષ્ઠિત કરી.

નં. ૭૯. [૪૬] ( મિતિ ઉપર પ્રમાણે ) અમદાવાદના રહેવાસી, વૃદ્ધ-

---

૪૧ ચોમુખ દેવાલયમાં પેસતાંજ, ગોમુખના મંદિરમાં–લીસ્ટ્સ-પૃ૦ ૨૦૫, નં. ૩૧૧

૪૨ મુખ્ય દેવાલયના પશ્ચિમ ભાગમાં આવેલા ભોંયરામાં, પ્રતિમા ( ચિન્તામણિ પાર્શ્વનાથ ) ની બેસણી ઉપર, સાકલચંદ પ્રેમચંદની ટુંકમાં–લીસ્ટ્સ, પૃ૦ ૨૧૨, નં. ૪૫૪.

૪૩ સાંકલચંદ પ્રેમચંદની ટુકમાં, મુખ્ય દેવાલયની સામે પુંડરીકની બેઠક ઉપર.

૪૪ સાકલચંદ પ્રેમચંદની ટુકમાં ઉત્તર-પૂર્વે ખુણામાંના દેવાલયમાં લીસ્ટ્સ, પૃ૦ ૨૧૩, નં. ૪૫૮.

૪૫ મોતીશાહની ટુંકમાં, મુખ્ય દેવાલયની દક્ષિણ બાજુએ આવેલા દેવાલયમાં–લીસ્ટ્સ, પૃ૦ ૨૧૦, નં, ૪૨૦.

૪૬ મોતીશાહના ટુંકમાં, મુખ્ય દેવાલયની ઉત્તરે આવેલા એક દેવાલયની પ્રતિમાની બેસણી ઉપર–લીસ્ટ્સ, પા. ૧૦, નં. ૪૩૩.

શાખાના ઓશવાળ, સા૦ નાહાલચંદના પુત્ર સા૦ ખુશાલચંદના પુત્ર સા૦ કેશરિસિંહના પુત્ર સા૦ સાહિસિંહે ધર્મનાથની પ્રતિમા અર્પણ કરી; સાગરગચ્છના શાંતિસાગરસૂરિએ પ્રતિષ્ઠિત કરી.

નં. ૮૦. ૪૭ ( મિતિ ઉપર પ્રમાણે ) મુમ્બાઈ બિન્દર ( મુંબઈ ) ના રહેવાસી, એસવાળ વૃદ્ધશાખા અને નાહટાગોત્રના, શેઠ અમીચંદ રૂપાબાઇના પુત્ર શેઠ મોતીચંદ અને દીવાલીબાઇના પુત્ર ખેમચંદે (તથા કુટુંબે) આદિનાથની પ્રતિમા અર્પણ કરી; ગોહેલ પ્રતાપસિંહજીના રાજ્યમાં બૃહત ખરતરગચ્છ ( ખરતર પિપ્પલીય ) ના જિનહર્ષસૂરિના અનુગ જિનમહેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરી.

નં. ૮૧. ૪૮ ( મિતિ ઉપર પ્રમાણે ) ખરતર ધાનલીય ( પિપ્પલીય ? ) ગચ્છમાં શેઠ ખેમચંદે શેઠ ( મોતીચંદ ) અને તેની સ્ત્રી ઇચ્છાબાઇની મૂર્તિ બેસાડી.

નં. ૮૨. ૪૯ ( મિતિ ઉપર પ્રમાણે ) શેઠ અમીચંદે ( વિગેરે જુઓ નં. ૮૦ ) શાંતિનાથની પ્રતિમા અર્પણ કરી; ( खरतर-पीप्पलीय गच्छे भ०जं० यु० श्रीजिनदेवसूरितरपट्टभ०जं० श्रीजिनचन्द्रसूरिविद्यमाने सपरिकरसंयुते) જિનમહેંદ્રે પ્રતિષ્ઠિત કરી.

નં. ૮૩. ૫૦ ( મિતિ ઉપર પ્રમાણે ) શેઠ અમીચંદ ( વિગેરે જુઓ નં. ૮૦ ) ની સ્ત્રી રૂપાબાઇએ સુપાર્શ્વનાથની પ્રતિમા અર્પણ કરી; જિનમહેંદ્રસૂરિ ( વિગેરે જુઓ નં. ૮૨ ) એ પ્રતિષ્ઠિત કરી.

નં. ૮૪. ૫૧ ( મિતિ ઉપર પ્રમાણે ) ખેમચંદની સ્ત્રી ( વિગેરે,

---

૪૭ મોતીશાહની ટુંકમાં ઉપરના દેવાલયની સામેના દેવાલયમાં મુખ્ય પ્રતિમાની બેસણી ઉપર.

૪૮ મોતીશાહની ટુંકમાં મુખ્ય દેવાલયમાં, શેઠ અને તેની સ્ત્રીની પ્રતિમાઓની નીચેના ભાગ ઉપર-લીસ્ટ્સ, પૃ૦ ૨૦૯, નં. ૪૧૭.

૪૯ દેવાલય નં. ૪૨૦ માંની મુખ્ય પ્રતિમાની જમણી બાજુએ આવેલી પ્રતિમાની બેસણી ઉપર-લીસ્ટસ પૃ૦ ૨૧૦.

૫૦ વચ્ચેના દેવાલયની ઉત્તર-પૂર્વના દેવાલયમાંની મુખ્ય પ્રતિમાની ડાબી બાજુની એક પ્રતિમાની બેસણી ઉપર.

૫૧ મોતીશાહ અમીચંદની ટુંકમાં મુખ્ય દેવાલયની જમણી બાજુએ ( ચક્રેશ્વરી ) ની પ્રતિમાની બેસણી ઉપર.

જુઓ નં. ૮૦. ) મુંગીવહુએ શ્રીમચ્ચક્રેકેસરીદેવીના દેવાલયમાં એક પ્રતિમા કરાવી; જિનમહેંદ્રસૂરિ ( જુઓ નં. ૮૨ )એ પ્રતિષ્ઠા કરી.

નં. ૮૫. [૫૨] ( મિતિ ઉપર પ્રમાણે ) ખેમચંદે ( અને તેના કુટુંબે, વિગેરે, જુઓ નં. ૮૦ ) પુણ્ડરીકની એક પ્રતિમા અર્પણ કરી; જિનમહેન્દ્રસૂરિ, વિગેરે ( જુઓ નં. ૮૨ )એ પ્રતિષ્ઠા કરી.

નં. ૮૬. [૫૩] સંવત્ ૧૮૯૭, શક ૧૭૬૩, વૈશાખ, શુકલ ૧૩, સોમવાર; મુંબાઈ બિંદરના રહેવાસી, શ્રીમાલી વૃદ્ધ શાખાના પારેખ જિબોધ્રા ( ? ) અને લક્ષ્મીના પુત્ર કપુરચંદ અને કસલીના પુત્ર ફુલચંદે આદિનાથની એક પ્રતિમા અર્પણ કરી; તપાગચ્છના વિજયદેવેંદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરી.

નં. ૮૭. [૫૪] સંવત્ ૧૯૦૦, શક ૧૭૬૫, માઘ શુકલ ૭, શુક્રવાર; ક્ષેમચંદે એક દેવાલય બંધાવ્યું.

નં. ૮૮. [૫૫] સંવત ૧૯૦૩, શક ૧૭૬૮, માઘ, કૃષ્ણ ૫, શુક્રવાર; રૂપાબાઇ ( વિગેરે, જુઓ નં. ૮૩ )ની પ્રતિમા ક્ષેમચંદે અર્પણ કરી; બૃહત ખરતર પિપ્પલીયગચ્છના જિનમહિંદ્રસૂરિના રાજ્યમાં.

નં. ૮૯. [૫૬] સંવત્ ૧૯૦૫, વૈશાખ, શુકલ ૧, સોમવાર; પાલણપુરના રહેવાસી, ઓશવાલ વૃદ્ધસાખાના મહેતા ખેતસીના પુત્ર મહેતા મોતીચંદે આદિનાથની પ્રતિમા અર્પણ કરી, બીજી બે આદિનાથની પ્રતિમાઓ તેની સ્ત્રી રામકુઅર અને ઇંદિરાએ અર્પણ કરી; બીજી બે આદિનાથની પ્રતિમાઓ રામકુયર અને મોતીચંદના પુત્ર મેતા ઇશ્વિર અને જ્ઞાનવહુના પુત્ર મંગલ તથા મૂલચંદના પુત્ર ખેતસીની સ્ત્રી દિલુબાઇએ, તપાગચ્છના દેવિન્દ્રસૂરિના રાજ્યમાં અર્પણ કરી.

---

૫૨ મોતીશાહની ટુંકમાં પેસતાંજ દેવાલયમાંના પુણ્ડરીકની બેસણી ઉપર; આદિનાથના મંદિરની સામી બાજુએજ પુણ્ડરીકનુ દેવાલય હમેશાં આવે છે. લીસ્ટ્સ, પૃ૦ ૨૦૯, નં. ૪૧૮.

૫૩ મોતીશાહની ટુંકમાં, મુખ્ય દેવાલયની પાછળના દેવાલયમાં આવેલી પ્રતિમાની બેસણી ઉપર-લીસ્ટ્સ પૃ૦ ૨૧૦, નં. ૪૨૧.

૫૪ સાકલચંદ પ્રેમચંદની ટુંકમાં. દક્ષિણ-પૂર્વના દેવાલયના દ્વારની ડાબી દિવાલ ઉપર—લીસ્ટ્સ પૃ. ૨૧૩, નં. ૪૯૯.

૫૫ મોતીશાહની ટુંકમાં મુખ્ય દેવાલયના દ્વાર આગળની એક સ્ત્રીની આકૃતિની બેસણી ઉપર.

૫૬ મોતીશાહની ટુંકમાં, દક્ષિણે ઓરડી નં. ૧.

નં. ૯૦. [૫૭] સંવત્ ૧૯૦૫, શક ૧૭૭૦, માઘ, શુક્લ ૫, સોમવાર કચ્છના નલીનપુરના રહેવાસી આંચલગચ્છના, નાગડાગોત્રના તથા ઓશવાળ લઘુશાખાના ભારમલ્લ અને મંકાબાઇના પુત્ર સા૦ નરસી અને કુઅરબાઇના પુત્રો સા૦ હીરજી અને સા૦ વીરજીએ પોતાની સ્ત્રીઓ પુરબાઈ અને લીલાબાઇ સાથે, એક દેવાલય બંધાવ્યું, ચંદ્રપ્રભુ અને બીજાજિનોની ૩૨ પ્રતિમાઓ અર્પણ કરી, પાલીતાણામાં દક્ષિણ બાજુએ ૧૨૦ ગજ લાંબી અને ૪૦ ગજ પ્હોળી એક ધર્મશાળા બંધાવી તથા આંચલગચ્છ માટે પાલીતાણામાં એક ઉપાશ્રય સમરાવ્યો આ બધું આંચલગચ્છના મુક્તિસાગરસૂરિના ઉપદેશથી કરવામાં આવ્યું.

નં. ૯૧. [૫૮] શેઠ વખતચંદ તેમના પુત્ર હેમાભાઈ અને પૌત્ર, અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઈના વંશ તથા દાનની વિગત. તે કુંકુમલોલ ગોત્રના, શિશોદિઆવંશના, ઓશવાલજ્ઞાતિની આદિશાખાના હતા તથા કુળદેવી આશાપુરી, અને ક્ષેત્રપાલ બરડાને પૂજતા. તેના વંશના નામો (૧) કુલૌતપતિરાજ સામંતસિંધ રાંણો, ( ૨ ) તેનો પુત્ર કૌરપાલ, જેને ધર્મઘોષસૂરિએ જૈન બનાવ્યો ( ૩ ) તેનો પુત્ર સા૦ હરપતિ, ( ૪ ) તેનો પુત્ર સા૦ વચ્છા, ( ૫ ) તેનો પુત્ર સા૦ સહસકરણ, ( ૬ ) તેનો પુત્ર રાજનગરનો શેઠ [ સા ]ન્તિદાસ, જે દિલ્લીપતિ પાતિસાહ શાહજાહાનના વખતમાં રાજસભાસદ ( રાજસભાશૃંગાર ) હતો, તેનો પુત્ર શેઠ લખમીચંદ; ( ૮ ) તેનો પુત્ર ખુસાલચંદ તેની સ્ત્રી અમકુ; ( ૯ ) તેમનો પુત્ર શેઠ વખતચંદ ત્યારબાદ તેની સ્ત્રીઓ, પુત્રો, પૌત્રોનાં નામો તથા તેના વંશની બક્ષિસો, તથા વિ. સં. ૧૮૬૪ થી ૧૯૦૫ સુધીની મિતિઓ, અને સાગરગચ્છની પટ્ટાવલી આવે છે; ( ૧ ) રાજસાગરસૂરિ; ( ૨ ) વૃદ્ધિસાગર સૂરિ ( ૩ ) લક્ષ્મીસાગરસૂરિ; ( ૪ ) કલ્યાણસાગરસૂરિ ( ૫ ) પુણ્યસાગરસૂરિ, ( ૬ ) ઉદયસાગરસૂરિ, ( ૭ ) આણન્દસાગરસૂરિ, ( ૮ ) શાંતિસાગરસૂરિ, વિ. સં. ૧૯૦૫.

---

૫૭ ખરતરવસી ટુંકમાં, નરસી કેશવજીના દેવાલયની પાછળ ચૌમુખ કઠેરાની બહાર એક દેવાલયમાં.

૫૮ હેમાભાઇ વખતચંદની ટુંકમાં. પ્રેમાભાઇએ બંધાવેલા અજિતનાથના દેવાલયની બહાર દક્ષિણે આવેલી આગલી ભીંતઉપર—એી. પૃ. ૨૦૫, નં. ૪૦૭.

નં. ૯૨. [૫૯] સંવત્ ૧૯૦૮, ચૈત્ર વદ ૧૦, બુધવાર; વીકાનેરના રહેવાસી ઓશજ્ઞાતિના મુહતા પંચાણુ અને પુન્યકુઅરના પુત્ર વૃદ્ધિચંદજીએ મુહતા મોતીવસી ( મોતીશાહની ) ટુંકમાં એક દેવાલય બંધાવ્યું. તપાગચ્છના આણંદકુશલના ભાઇ પં. દેવેન્દ્રકુશળે પ્રતિષ્ઠા કરી.

નં. ૯૩. [૬૦] સંવત્ ૧૯૦૮, વૈશાખ કૃષ્ણ, સોમવાર; રાજનગરના રહેવાસી, શ્રીમાલી, દીપચંદના પુત્ર ખુશાળભાઇએ ધર્મનાથજીની પ્રતિમા અર્પણ કરી.

નં. ૯૪. [૬૧] ( મિતિ ઉપર પ્રમાણે ) દીપચંદ ( જુઓ નં. ૯૩ ) ના બીજા પુત્ર જેઠાભાઇએ સુમતિનાથની એક પ્રતિમા અર્પણ કરી.

નં. ૯૫. [૬૨] ( મિતિ ઉપર પ્રમાણે ) પાયચંદગચ્છના જેઠાભાઈ ( વિગેરે, જુઓ નં. ૯૪) એ હર્ષચંદસૂરિના રાજ્યતળે. ઋષભની એક પ્રતિમા અર્પણ કરી; પં૦ આણન્દકુશળે પ્રતિષ્ઠા કરી.

નં. ૯૬. [૬૩] સંવત્ ૧૯૧૦, ચૈત્ર, શુકલ ૧૫, ગુરૂવાર; પાલિતાણાના રાજરાજેશ્વર મહારાજાધિરાજ ( ? ) ગોહિલશ્રી નોઘણના રાજ્યમાં; તેનો પુત્ર પ્રતાપસિંઘજી હતો; અજમેરના રહેવાસી, શ્રીમુંમીયાગોત્રના, ઓશવાળ વૃદ્ધશાખાના, તથા કુવરબાઇ અને ધનરૂપમલ્લના પુત્ર શેઠ વાઘમલજીએ એક દેવાલય બંધાવ્યું તથા આદિજિન, સુવ્રત, આદિનાથ, નમીનાથ, અદીનાથ, સુવ્રત, શાંતિનાથ અને પાર્શ્વનાથની પ્રતિમાઓ અર્પણ કરી; ખરતરગચ્છના જિનહર્ષના અનુગ જિનસૌભાગ્યસૂરિના રાજ્યમાં, પં૦ કનકસેખરજીના શિષ્ય જયભદ્રજી તેમના શિષ્ય દયાવિલાસજી તેમના શિષ્ય હર્ષકીર્તિ, તેમના શિષ્ય, અને માનસુંદરજીના બંધુ હેમચંદ્રે પ્રતિષ્ઠા કરી.

નં. ૯૭. [૬૪] સંવત્ ૧૯૧૧, ફાલ્ગુણ, કૃષ્ણ ૨ સોમવાર, રાજનગર

---

૫૯ મોતીશાહની ટુંકમાં, દક્ષિણે આવેલી એક ઓરડીમાં.

૬૦ ,, ,, ,,

૬૧ ઉપલી ઓરડીની સાથેની ઓરડીમાં.

૬૨ ઉપલી ઓરડીમાંજ.

૬૨ નં. ૯ તેજ સ્થળે

૬૩ મોટા દેવાલયની પાછળના પથરના દેવાલયની પૂર્વદિવાલ ઉપર, ચોમુખ-ઠેરામાંની. પૃ૦ ૨૦૬—નં. ૩૨૫.

૬૪ મોતીશાહની ટુંકમાં, દક્ષિણે આવેલી એક ઓરડીમાં.

૬૫ પ્રતિમા ઉપરની મિતિ ૯૦૩ ( ૧૯૦૩ )

રહેવાસી વીસા પોરવાડ સા૦ હર્ષચન્દના પુત્ર ભગવાન અને બાઇદેવના પુત્ર સા૦ કાલીદાસે મોતીવસી ટુંકમાં અભિનંદન સ્વામી મૂલનાયકની પ્રતિમા અર્પણ કરી; તપાગચ્છના દેવિંદ્રસૂરિના રાજ્યમાં પં૦ આણન્દકુશલે પ્રતિષ્ઠા કરી.

નં. ૯૮. [૬૬] સંવત્ ૧૯૧૩, માગસર, શુદિ ૬; અમદાવાદના રહેવાસી, કુંકુમલોલગોત્રી અને સીસોદીઆ શાખાના, સા૦ મોતિભાઇ અને રૂપકુંવર બાઇના પુત્ર શેઠ ફત્તેભાઇએ શાંતિનાથની એક પ્રતિમા અર્પણ કરી.

નં. ૯૯. [૬૭] ( મિતિ ઉપર પ્રમાણે ) અહમદાવાદના રહેવાસી, કુંકમલોલગોત્રના અને સિસોદીઆ શાખાના સા૦ મનસુખભાઈ અને સિરદાર કુંવરબાઇના પુત્ર શેઠ છગનભાઇએ ધર્મનાથની એક પ્રતિમા અર્પણ કરી.

નં. ૧૦૦. [૬૮] ( મિતિ ઉપર પ્રમાણે ) અહમદાવાદના રહેવાસી, કુંકમલોલગોત્રના અને સીસોદીઆ શાખાના ઓશવાળ, શેઠ સુરજભાઇ અને પ્રધાનકુંવરબાઇની પુત્રી સમરથ કુસરબાઇએ અભિનન્દનની પ્રતિમા અર્પણ કરી.

નં. ૧૦૧. [૬૯] સંવત્ ૧૯૧૪ ( ૧૯૦૧૪ આ પ્રમાણે લખેલી ) માર્ગશીર્ષ સુદી ૭, સોમવાર; રાજનગરના શાહા વેલચંદ માણિકચંદની સ્ત્રી બાઈઐન્દ્રે, દત્તજિનની એક પ્રતિમા અર્પણ કરી.

નં. ૧૦૨. [૭૦] સંવત્ ૧૯૧૪ ( ૧૯૦૧૪ આ પ્રમાણે લખેલી ), માર્ગશીર્ષ, વદિ એકમે, બુધવાર ( વારબુધે ); રાજનગરના ઉસ માણિકચંદ ખીમચંદની સ્ત્રી બાઈ હરકુંવરે સુવ્રતજિનની એક પ્રતિમા અર્પણ કરી.

નં. ૧૦૨. [૭૨] સંવત ૧૯૧૬, વૈશાખ; કૃષ્ણ ૬, ગુરૂવાર, ( ઉત્તરાષાઢ નક્ષત્ર સંક્રાંતિ, સૂર્યોદયાત્ ઘટિ ૧. પલ ૪૫), નેમા જ્ઞાતિના, વૃદ્ધશાખા અને મણિયાણ ગોત્રના, કપડવણજના રહેવાસી, સા૦ હીરજી તેના

૬૬ હેમાબાઈની ટુંકમાં, દક્ષિણે, ઓરડી નં. ૩૩
૬૭ „ „ „ „ „ ૩૨
૬૮ „ „ „ „ „ ૩૧
૬૯ મોતીશાહની ટુંકમાં, દક્ષિણે નં, ૨૮ જુઓ લેખ નં. ૧૦૬
૭૦ „ „ „ „ ૨૨
૭૧ પ્રતિમા ઉપરની મિતિ સંવત્ ૧૮૯૩.
૭૨ બાલાભાઈની ટુંકમાં, દક્ષિણ-પૂર્વે દેવાલયના દ્વાર આગળ. લી. પૃ૦ ૨૧૨, નં. ૪૯૩.

પુત્ર ગુલાબચંદ અને સ્ત્રી માનકુવર, તેમના પુત્ર પારેખ મિઠુભાઇ અને સ્ત્રી બહેનકુવર, તેમના પુત્ર કરમચંદ અને સ્ત્રીયો ( ૧ ) બાઇ જડાવ, (૨) બાઈ શિવેન, એમણે ( શ્રીવાસુપૂજ્યપ્રાસાદ નામનું ) એક દેવાલય બંધાવ્યું, યાત્રા કરી અને બીજાં દાનો આપ્યાં; આણન્દસૂરિગચ્છના ધનેસરસૂરિના અનુગ વિદ્યાનંદસૂરિના રાજ્યમાં, રાજાધિરાજ પ્રતાપસિંઘજીના વખતમાં, તપાગચ્છના પં૦ ખેમાવિજયના શિષ્ય સંવેગપક્ષી પં૦ ધીરવિજય, તેમના શિષ્ય પં૦ વીરવિજય, તેમના શિષ્ય ગણિરંગવિજયે પ્રતિષ્ઠા કરી.

નં. ૧૦૪. [૭૩] સંવત્ ૧૯૧૬, શક ૧૭૮૧, ફાલ્ગુન, કૃષ્ણ ૨, શુક્રવાર: તપાગચ્છમાં વિજયદેવેંદ્રસૂરિના રાજ્યમાં, વખતચંદ ( વિગેરે, જુઓ નં. ૯૧) ના પુત્ર અનોપચંદ, તેની સ્ત્રી અને પુત્રી બાઇ ધીર્ય (ધીરજ) એમણે વખતચંદ વસોના નવા દેવાલયમાં અજિતનાથની પ્રતિમા અર્પણ કરી.

નં. ૧૦૫. [૭૪] સંવત્ ૧૯૨૨, માર્ગસર વદિ ૭ ગુરૂવાર; કાશીના રહેવાસી ઓશવાળ વૃદ્ધશાખા અને છાજેડ ગોત્રના મોદી નેમિદાસના પુત્ર શિવપ્રસાદે અરનાથની પ્રતિમા અર્પણ કરી; બૃહત્ ખરતરગચ્છના જિનમુક્તિસૂરિના હુકમથી પં૦ દેવચંદના શિષ્ય હીરાચંદે પ્રતિષ્ઠા કરી.

નં. ૧૦૬. [૭૫] સંવત્ ૧૯૨૪, માઘ શુક્લ ૧૦, સોમવાર, [૭૬] ગુર્જર દેશના વિશાલનગર (વીસલનગર ? ) ના રહેવાસી લઘુશાખાના દસાપોરવાડ સા૦ અમોલક કસલાએ શીતલનાથજીની પ્રતિમા અર્પણ કરી; તેના પુત્રો મૂલચંદ, મયાચંદ, રવિચંદ, તેમના પુત્રો, ગોકલ, દીપચંદ અને ખિમચંદ; તપાગચ્છના વિજયદેવેન્દ્રસૂરિના રાજ્યમાં, પં૦ રત્નવિજયે પ્રતિષ્ઠા કરી.

નં. ૧૦૭. [૭૭] સંવત્ ૧૯૨૮, માઘ સુક્લ ૧૩, ગુરૂવાર; સેઠ મોતીશાની ટુંકમાં પોતાનીજ દેહરીમાં નવાનગરના ઝવેરી વેલાજીના પુત્ર ખીમજી, તે અને બાઈ રતનના પુત્ર ગલાલચંદ અને તેના પુત્ર પ્રાગજીએ, પાર્શ્વનાથની એક પ્રતિમા અર્પણ કરી.

---

૭૩ હેમાભાઇની ટુંકમાં, બીજા ઓરડામાં, એજ (ભમતી) ના નં. ૨૭

૭૪ મોતીશાનની ટુંકમાં, દક્ષિણે આવેલી એક ઓરડીમાં, નં. ૨૮.

૭૫ „ „ „ „ નં. ૨૩.

૭૬ પ્રતિમા ઉપરની મિતિ–સંવત્ ૧૯૦૩.

૭૭ મોતીશાહની ટુંકમાં, દક્ષિણે, ઓરડી નં ૩૦.

નં. ૧૦૮. [૭૮] સંવત્ ૧૯૩૦, ચૈત્ર વદ ૨; અમદાવાદના સા૦ માનકચંદ મોતીચંદે ધર્મનાથની પ્રતિમા અર્પણ કરી.

નં. ૧૦૯. [૭૯] વિક્રમ સંવત્ ૧૯૩૯, કૃષ્ણ ૧૨, મંગળવાર; અમદાવાદના રહેવાસી, લઘુશાખાના પોરવાડ, સા૦ નાના, પૂજા, પીતામ્બરદાસે શાંતિનાથની પ્રતિમા અર્પણ કરી.

નં. ૧૧૦. [૮૦] સંવત્ ૧૯૪૦, શક ૧૮૦૫, વૈશાખ શુક્લ ૩, સોમવાર (ઇષ્ટ ઘટિ ૩ પલ ૧૦ સુર્યોદયાત્); પાલિતાણાના ગોહિલ સૂરસિંઘજીના રાજ્યમાં, આંચલગચ્છના વિવેકસાગરસૂરિના વખતમાં પોતાગોત્ર અને લઘુશાખાના ઓસવાલ, કચ્છ નલિનપુરના અને પાછળથી મુ(મ)બાઇબિંદર (મુંબાઈ)ના, રહેવાસી સાહા ત્રિકમે, સા૦ કેશવનાયકની ટુંકમાં, પુંડરીકના દેવાલયમાં આદિનાથની પ્રતિમા અર્પણ કરી; મુની પેનસીએ પ્રતિષ્ઠા કરી.

નં. ૧૧૧. [૮૧] સંવત્ ૧૯૪૦, માઘ, શુક્લ, ૬, શનિવાર; અમતવામના રહેવાસી, વૃદ્ધશાખાના શ્રીમાલી, જયસિંહ હિંમચંદના પુત્ર પરસોતમ ધિયાએ પાર્શ્વનાથની પ્રતિમા અર્પણ કરી; પંન્યાસ મણિવિજયના શિષ્ય પંન્યાસ ગુલાબવિજયગણિએ પ્રતિષ્ઠા કરી.

નં. ૧૧૨. [૮૨] સંવત્ ૧૯૪૦, ફાલ્ગુન શુક્લ ૩, શુક્રવાર, અણહિલપુરના રહેવાસી, વૃદ્ધ શ્રીમાલી, રામચંદ ફુલચંદે ધર્મનાથની પ્રતિમા અર્પણ કરી; તપાગચ્છના સંવિજ્ઞપક્ષના પંન્યાસ મણિવિજયગણિના શિષ્ય પંન્યાસ ગુલાબવિજયગણિએ પ્રતિષ્ઠા કરી.

નં. ૧૧૩. [૮૩] સંવત્ ૧૯૭૩, પૌસ, કૃષ્ણાષ્ટમી, સોમવાર; અમદાવાદના દસા સરમાલી (શ્રીમાલી) સ૦ કેવલ લખમીચંદે તથા તેની સ્ત્રી કેસરબાઇ, તેનો પુત્ર ચુનીલાલ તેની સ્ત્રી પરસનબાઇ તેમની પુત્રી બેન સાંકુએ એક વાસુપૂજ્યજિન અર્પણ કર્યાં.

---

૭૮ ,, ,, ,, નં. ૩૫.

૭૯ સાકલચન્દ પ્રેમચંદની ટુંકમાં, પશ્ચિમે, નં. ૧૮ ના મંદિરમાંની એક પ્રતિમા ઉપર.

૮૦ વિમળવસી ટુંકમાં, કેશવજી નાયકના દેવાલયમાં પુંડરીકના મંદિરમાં.

૮૧ જમણી બાજૂએ ,, ,, દેવાલયમાં,

૮૨ ઉપરની જગ્યાએ

૮૩ સાકલચંદ પ્રેમચંદની ટુંકમાં, મુખ્ય દેવાલયની જમણી બાજુના દેવાલયની પ્રતિમા નીચેની બેઠક ઉપર,

નં. ૧૧૪. [૮૪] સંવત્ ૧૯૪૩, માઘ સુકલ ૧૦, ગુરૂવાર; અમદાવાદના વીસા ઓસવાળ સા૦ લલુ વખતચંદ તથા તેની સ્ત્રી બાઈ અધીર, પુત્રી ધીરજ અને પુત્રો વાડીલાલ અને ભોલાભાઇ, એમણે શાંતીનાથની પ્રતિમા અર્પણ કરી.

નં. ૧૧૫. [૮૫] મિતિ નથી. વૈશાખ સુદિ ૩ બુધવાર ને દિવસે, આંચલગચ્છના કલ્યાણસાગરસૂરિ [૮૬] ના ઉપદેશથી શ્રેયાંસની પ્રતિમા અર્પણ કરી.

 

આ લેખો સિવાય, બીજી પણ મૂર્તિયો વિગેરે ઉપર એવા લેખો છે કે જે હજુ સુધી લેવાયા નથી. પરંતુ તે બધા ન્હાના ન્હાના અને તેમાં પણ ઘણા ખરા તો ખંડિત અને અપૂર્ણ છે. શત્રુંજય ઉપર પ્રાયઃ કરીને બધા પ્રભાવક શ્રાવકોએ મંદિરો બનાવ્યાના ઉલ્લેખો ગ્રંથોમાંથી મળી આવે છે, પરંતુ તેમનું નામ નિશાન પણ આજે દેખાતું નથી. મંત્રી વિમલસાહ, રાજા કુમારપાલ અને ગુર્જરમહામાત્ય વસ્તુપાલ તેજપાલ આદિકોએ પુષ્કળ ધન ખર્ચી એ પર્વત ઉપર પ્રાસાદો બનાવ્યા છે, એમ તેમના ચરિત્રોમાં સ્પષ્ટ અને વિશ્વસનીય ઉલ્લેખ છે. પરંતુ તે મંદિરો વિદ્યમાન છે કે નહિ ? અને છે તો કયા ? તે ઓળખી શકવું મુશ્કેલ છે. વસ્તુપાલ તેજપાલે પોતાના દરેક ઠેકાણે બંધાવેલાં મંદિરોમાં લેખો કોતરાવેલા છે, તેથી શત્રુંજય ઉપર પણ તેમણે તેવા લેખો અવશ્ય કોતરાવ્યાજ હોવા જોઇએ. પરંતુ આજે તેમનું અસ્તિત્વ જણાતું નથી. આચાર્ય વલ્લભજી હરિદત્ત ( રાજકોટના વૉટસન મ્યુઝિયમના કયુરેટરે ) પોતાના **कीर्तिकौमुदी** ના સમશ્લોકિ ગુજરાતી ભાષાંતરની પ્રસ્તાવનામાં શત્રુંજય ઉપરનો વસ્તુપાલ તેજપાલનો એક ખંડિત લેખ આપ્યો છે. લેખ અને તેના વિષયમાં તેમનું વક્તવ્ય આ પ્રમાણે છે.

" શત્રુંજયમાં વસ્તુપાલને તેજપાલના લેખો છે એમ મી. કાથવટે લખે છે; પણ મારા જોવામાં માત્ર ૧ અને તે પણ ખંડિત લેખ આવ્યો

૮૪ સાકલચંદ પ્રેમચંદની ટુંકમાં, પશ્ચિમ બાજુએ એક પ્રતિમા નીચે.

૮૫ હાથીપોળની બહારના એક દેવાલયની પ્રતિમાની બેસણી ઉપર.

૮૬ આ ઉપરથી જણાય છે કે આ લેખ સંવત્ ૧૬૭૫ અગર ૧૬૮૩ નો છે; દેવાલયની મિતિ ૧૬૭૬ ની છે.

છે. બીજા નહિ હોય અથવા હશે તો નષ્ટ થયા હશે. એક જે છે તેનું સ્થળ વગેરે આગળ લખ્યું છે * તેના બાકી રહેલા ભાગમાં નીચે પ્રમાણે ૬ પંકતિમાં ૪૬ અક્ષરો છે.

(१)......वास्तव्य प्राग्वाटान्वय
(२)......ठ० श्रीचंडप्रसादां-
(३)......ठ० आशाराजनं-
(४)......श्रीमालदेव संघप-
(५)......जमहं. श्रीतेजपाले-
(६)......संचारपाजा कारिता

ગિરિનારના દેવળમાં પોતાની, પોતાના પૂર્વજોની, મિત્રો અને કુંટુંબીઓની મૂર્તિઓ બેસાર્યાની વાત લેખમાં છે પણ તે આજ ઉપલબ્ધ નથી. પણ આબુનાં દેવળમાં હાથી તથા ઘોડા ઉપર બેસાડેલી મૂર્તિઓ જોવામાં આવી છે ખરી.

આ શત્રુંજયના લેખનો ૦ા કટકો જણાય છે અને ગત ભાગમાં આ પ્રમાણે અક્ષરો હશે એમ કલ્પના કરી શકાય છે.

( १ ) [ श्रीमदणहिलपत्तन ] वास्तव्य प्राग्वाटान्वय-
( २ ) [ ठ० श्रीचंडपतनुज ] ठ० श्रीचंडप्रसादां-
( ३ ) [ गज ठ० श्रीसोमपुत्र ] ठ० श्रीआशाराजनं-
( ४ ) [ दन ठ० श्रीलूणिग ठ० ] श्रीमालदेव संघप-
( ५ ) [ ति महं. श्रीवस्तुपालानु ] ज महं. श्री तेजपाले-
( ६ ) [ न श्रीशत्रुंजयतीर्थे ] संचारपाजा कारिता ।

આ ઉપરથી હવે આખા લેખનો અર્થ એવો થાય છે કે, શ્રીઅણુહિલપુરના રહેનાર પ્રાગ્વાટ જ્ઞાતિના ઠક્કુર શ્રીચંડપના પુત્ર ઠક્કુર શ્રીચંડપ્રસાદના પુત્ર ઠક્કુર શ્રીસોમના પુત્ર ઠક્કુર શ્રીઆશારાજના પુત્ર ઠક્કુર શ્રીલુણિગ તથા ઠક્કુર શ્રીમાલદેવ તથા સંઘપતિ મહં. શ્રીવસ્તુપાલના અનુજ મહં. શ્રીતેજપાલે શ્રીશત્રુંજયતીર્થમાં રસ્તાની પાઝ બંધાવી."

પૃ૪ ૩૬-૩૭

* " શત્રુંજયમાં કારકુનની કોટડી પાસે અગારશી જેવા ભાગમાં હોલાખાડી નામની કુંડ જેવી કુંડી છે તેની ઉત્તર ભીંતમાં ખંડિત પાટીયા ચોઢેલી છે તેમાં આ લેખ છે."

# ગિરનાર પર્વત ઉપરના લેખો.

નંબર ૩૮ થી ૬૩ સુધીના ( ૨૩ ) લેખો ગિરનાર પર્વત ઉપર આવેલા ભિન્ન ભિન્ન જૈનમંદિરોમાંના છે. આ બધા લેખો, રીવાઇઝ્ડ લીસ્ટસ્ ઑફ ઍન્ટીકવૅરીઅન રીમેન્સ ઇન્ ધી બૉમ્બે પ્રેસીડન્સી, વૉલ્યુમ, ૮, ( REVISED LISTS OF ANTIQUARIAN REMAINS IN THE BOMBAY PRESIDENCY, Vol., VIII.) માંના પરિશિષ્ટ (APPENDIX.) માં આપેલા છે, ત્યાંથી લેવામાં આવ્યા છે. એ પુસ્તકમાં, આ બધા લેખો મૂલ રૂપે આપી તેની નીચે અંગ્રેજી અનુવાદ પણ આપવામાં આવ્યો છે. પરંતુ અનુવાદ કેટલીક ઠેકાણે તો બહુજ ભૂલ ભરેલો અને વિવેચન વગરનો છે. ડૉ. જેમ્સ બર્જેસ (Dr. James Burgess) ના આર્કિઓલૉજીકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડિયા, વોલ્યુમ ૨ (Archæological Survey of Western India. Vol. II) માં પણ થોડાક લેખો આપેલા છે. આદિની વસ્તુપાલની જે ૬ પ્રશસ્તિઓ છે, તે નિર્ણયસાગર પ્રેસ, મુંબઇ,ની प्राचीनलेखमाला–भाग ૨, માં પણ મૂલ માત્ર આપેલી છે. ગિરનાર ઇન્સ્ક્રીપ્શનસ નામનું એક જુદું પણ પુસ્તક પ્રકટ થયેલું છે પરંતુ તે મ્હારા જોવામાં આવ્યું નથી. મ્હેં જે આ સંગ્રહમાં લેખો આપ્યા છે તે ઉપર લખેલા બંને પુસ્તકોમાંથી તારવી કાઢી જે ઉપયોગી જણાયા છે તેજ આપ્યા છે. સ્થલ માટે ઉપરોક્ત પ્રથમ પુસ્તકનોજ આધાર લેવામાં આવ્યો છે.

( ૩૮-૪૩. )

ગિરનાર પર્વત ઉપરના વિદ્યમાન જૈન લેખોમાં નં. ૩૮ થી ૪૩ સુધીના (૬) લેખો મ્હોટા અને મહત્ત્વના છે. આ છએ લેખો, ગુજરાતના પ્રાક્રમી પ્રધાનો અને જૈનધર્મના પ્રભાવક શ્રાવકો વસ્તુપાલ અને તેજપાલ ભ્રાતાઓના છે. આચાર્ય વલ્લભજી હરિદત્ત, આ લેખોનું સ્થાન આ પ્રમાણે જણાવે છે—

આ પછી એક પંક્તિ ગદ્યમાં લખેલી છે અને તેમાં પ્રતિષ્ઠાની મિતિ વગેરે જણાવી છે. જેમકે, સંવત્ ૧૦૫૩ ના માઘ સુદી ૧૩ રવિવાર અને પુષ્ય નક્ષત્રના દિવસે—પ્રો. કીલહોર્નની ગણત્રી પ્રમાણે ઇ. સ. ૯૯૭ ના જાનુઆરી માસની ૨૪ મી તારીખે—ઋષભદેવની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી તથા મંદિરના શિખર ઉપર ધ્વજારોપણ કર્યું. આ મૂળનાયક આદિનાથની પ્રતિમા, નાહક, જિંદ, જસ, શંપ, પૂરભદ્ર અને ગોમી નામના શ્રાવકોએ, કર્મબંધનના નાશને અર્થે અને સંસાર સમુદ્રથી પાર થવાના અર્થે પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્ય વડે કરાવી છે. "

આના પછી બીજો લેખ પ્રારંભ થાય છે. આ લેખનાં એકંદર ૨૧ પદ્યો છે. આ લેખ ઉપરના લેખને મળતોજ છે. કારણ કે ઉપરના લેખમાં ઉક્ત મંદિર અને આચાર્યને રાજ્ય તરફથી જે ભેટો આપ્યાનું જણાવ્યું છે તેમનુંજ આ લેખમાં જરાક વધારે સ્પષ્ટીકરણ કરેલું જોવામાં આવે છે.

પહેલા શ્લોકમાં જૈન ધર્મની પ્રશંસા કરેલી છે. ૨ જા પદ્યમાં હરિવર્મ રાજાનું, ૩ જામાં વિદગ્ધ રાજાનું અને ૪ થામાં મંમટ રાજાનું વર્ણન છે. મંમટ રાજાએ પોતાના પિતાના દાનપત્રમાં પોતા તરફથી વળી કાંઇક વધારે ઉમેરો કરી, તેનું યથાવત્ પાલન કરવા માટે ફરી નવું શાસન ( આજ્ઞાપત્ર ) કર્યું હતું. બલભદ્ર આચાર્યની આજ્ઞાથી–ઉપદેશથી વિદગ્ધરાજે હસ્તિકુંડીમાં એક મનોહર મંદિર બનાવ્યું હતું. તે મંદિરમાં નાનાદેશોમાંથી આવેલા લોકોને બોલાવીને તેણે આ પ્રમાણે શાસનપત્ર કરી આપ્યું હતું ( ૫–૭ ):—(૧) વેચવા માટે માલ ભરી લાવ–જાવ કરનારા દરેક વીસ પોઠિયા દીઠ ૧ રૂપિઓ; (૨) માલ ભરેલી આવતી–જતી દરેક ગાડા દીઠ ૧ રૂપિઓ; (૩) તેલની ઘાણી ઉપર દર ઘડા દીઠ એક કર્ષ; (૪) ભાટો પાસેથી પાન ( નાગરવેલ ) ની ૧૩ ચોલિકા; (૫) સટોરિઆ–જુગારિઓ

પાસેથી દર મનુષ્યે એક પેલ્લક; ( ૬ ) પ્રત્યેક અરઘટ્ટ ( અરટ્ટ–કુવા ) દીઠ ૪ શેર ગહું તથા જવ; (૭) પ્રત્યેક પેડ્ડા પ્રતિપાંચ પાંચ પળ; ( ૮ ) દર ભાર ( ૨૦૦૦ પળનો એક ભાર ) ઉપર વિંશોપકા નામનો એક ચલણી શિક્કો. ( ૯ ) કપાસ, કાંસુ, કુંકુમ અને મંજીઠ વગેરે કયાણાની દરેક ચીજના દર ભાર દીઠ દશ દશ પળ; ( ૧૦ ) ગહું, જવ, મગ, મીઠું, રાળ આદિ જાતની ચીજોના પ્રત્યેક દ્રોણે એક માણુક; ઇત્યાદિ. આ પ્રમાણે વિદગ્ધરાજાએ દાન તરીકે આપ્યું હતું તેમાંથી $\frac{1}{3}$ ભાગ ભગવાન્ ( મંદિર ) માટે લઇ જવામાં આવતો અને $\frac{1}{3}$ ભાગ આચાર્યના વિદ્યાધન તરીકે ખર્ચવામાં આવતો. ( ૮–૧૮ ) સંવત્ ૯૭૩ ના આષાઢ માસમાં આ પ્રમાણે વિદગ્ધરાજાએ શાસનપત્ર કર્યું હતું અને સં. ૯૯૬ ના માઘ માસની વદી ૧૧ ના દિવસે મંમટરાજાએ ફરી તેનું સમર્થન કર્યું હતું. ( ૧૯–૨૦ ) અંતિમ પદ્યમાં જણાવેલું છે કે, આ જગત્માં જ્યાંસુધી પર્વત, પૃથ્વી, સૂર્ય, ભારતવર્ષ, ગંગા, સરસ્વતી, નક્ષત્ર, પાતાલ અને સાગર વિદ્યમાન રહે ત્યાંસુધી આ શાસનપત્ર કેવશસૂરિની સંતતિમાં ચાલતું રહો. અંતે ફરી ગદ્યમાં ૯૭૩ અને ૯૯૬ ની સાલો આપી સત્યયોગેશ્વર નામના સૂત્રધારે આ પ્રશસ્તિ કોતરી, એમ જણાવી લેખ સમાપ્ત કર્યો છે.

## ( ૩૧૯—૩૨૨ ).

આ નંબરોવાળા લેખો હથુંડી ( હસ્તિકુંડી ) ગામથી ૧ માઇલ દૂર આવેલા મહાવીર–મંદિરમાંના જુદા જુદા સ્તંભો ઉપર કોતરેલા છે, અને મ્હને શ્રીયુત ડી. આર. ભાંડારકર એમ. એ. તરફથી મળેલા છે. એ સ્થાન ઘણા જુના કાલથી રાતા–મહાવીરના નામે પ્રસિદ્ધ છે. અને એક તીર્થ સ્થળ તરીકે ગણાય છે. ઉપરનો મ્હોટો શિલાલેખ પણ કર્નલ ટૉડને આજ મંદિરમાંની એક ભીંતમાંથી મળી આવ્યો હતો. ઉપરના લેખમાં જણાવ્યા પ્રમાણે આ સ્થળે મુખ્ય કરીને ઋષભદેવ–મંદિર હોવું જોઇએ પરંતુ વર્તમાનમાં તો મહાવીર–મંદિર વિદ્યમાન છે; અને એ મહાવીર–મંદિર પણ ઘણા

વર્ષોનું જુનું હોય તેમ આ નીચેના લેખો ઉપરથી સ્પષ્ટ જણાય છે. કારણ કે એ લેખોમાં એજ મંદિરનો મુખ્ય ઉલ્લેખ છે. આ વિષયમાં વિજયધર્મસૂરિ તરફથી પ્રકટ થયેલા ' ઐતિહાસિક રાસ-સંગ્રહ ' ના બીજા ભાગના પરિશિષ્ટ ' ય ' ની ટીપમાં કેટલીક હકીકત લખાયલી છે, તે અત્ર ઉપયોગી હોવાથી ટાંકવામાં આવે છે.

" વર્તમાનમાં આ ગામને હથુંડી કહેવામાં આવે છે. પહેલાં આ ગામ એક તીર્થ તરીકે મશહુર હતું. અહીંના મહાવીર સ્વામીનું નામ પ્રાચીન તીર્થમાળાઓમાં કેટલેક સ્થળે મળે છે. મુનિરાજ શીલવિજયજીએ પોતાની તીર્થમાળામાં લખ્યું છે:—

**' રાતોવીર પુરી મન આસ. '**

જિનતિલકસૂરિએ પોતાની તીર્થમાલામાં, મહાવીરનાં મંદિરો હોવામાં જે જે ગામોનાં નામ લીધાં છે, તેમાં હથુંડીનું નામ પણ લીધું છે. આથી સ્પષ્ટ જણાય છે કે અહિં મહાવીર સ્વામીનું મંદિર હતું. અત્યારે મહાવીરસ્વામીનું * મંદિર છે, પરંતુ તે ગામથી અડધો ગાઉ દૂર છે. સંભવ છે કે ગામની દિન પ્રતિદિન પડતીના લીધે આ મંદિર જંગલમાં પડી ગયું હશે.

બીજી તરફ આ શિલાલેખ ઉપર વિચાર કરતાં આ ગામમાં ઋષભદેવસ્વામીનું મંદિર હોવાનું જણાય છે પરંતુ વર્તમાનમાં નથી. શું ઋષભદેવસ્વામીનું મંદિર તેજ આ મહાવીરસ્વામીનું મંદિર તો નહિં હોય ? આની પુષ્ટિમાં એક બીજું પણ કારણ મળે છે. તે એકે પહેલ વહેલાં કેપ્ટન બર્ટને આ શિલાલેખ, આ ( મહાવીરસ્વામીના ) મંદિરની ભીંતમાંથી મળ્યો હતો, આથી એમ કલ્પના થઇ શકે કે, પહેલાં આ મંદિરમાં ઋષભદેવ ભગવાન હશે. અને પાછળથી મહા-

---

* તીર્થમાળા આદિમાં જણાવેલું મંદિર તે આજ મંદિર છે. બીજું નથી. કારણ કે નીચેના લેખોમાં, જે ચૌદમીશતાબ્દીના જેટલા જુના છે, એ મંદિરને સ્પષ્ટ રીતે ' રાતા-મહાવીર ' નું મંદિર જણાવેલું છે.—**સંગ્રાહક.**

વીરસ્વામી બિરાજમાન કર્યા હોય. કદાચિત્ એમ પણ હોઈ શકે કે આ મંદિર સિવાય બીજું એક મંદિર ઋષભદેવસ્વામીનું હોય, અને તે મંદિર પડી જતાં ત્હેમાંનો શિલા લેખ આ મંદિરમાં મુકવામાં આવ્યો હોય.

આ ઉહાપોહની સાથે લાવણ્યસમયનું વચન પણ સરખાવવું જરૂરનું છે. લાવણ્યસમય બલિભદ્ર ( વાસુદેવસૂરિ ) રાસની અંદર લખે છેઃ—

હુસ્તિકુંડ એહુવઉ અભિધાન સ્થાપિઉ ગચ્છપતિ પ્રગટ પ્રધાન.
મહાવીરકેરઇ પ્રાસાદિ વાજઈં ભૂંગલ ભેરીનાદિ.

અહિં મહાવીરનું મંદિર હોવાનું કહે છે. આમાં પણ લગાર વિચારવા જેવું છે. લાવણ્યસમયના આ વચનથી, બે કલ્પનાઓ થાય છે. યા તો લાવણ્યસમયે બીજા કોઈ પ્રાચીન ગ્રન્થ લેખના આધારે મહાવીરસ્વામીના મંદિરનું નામ લખ્યું હશે. અથવા તો ત્હેમના પોતાના સમયમાં મહાવીરસ્વામીનું મંદિર હોવાથી ત્હેનું નામ લીધું હશે.

ગમે તેમ, પણ અત્યારે લેખમાં વર્ણવેલાં ઋષભદેવસ્વામીની પ્રતિમાવાળું અહિં વર્તમાનમાં એકે મંદિર નથી. અને જે છે તે ગામથી અડધો ગાઉ દૂર રાતા મહાવીરનું મંદિર છે. ગામમાં શ્રાવકનું માત્ર એકજ ઘર છે.

પહેલાં અહિં રાઠોડોનું રાજ્ય હતું. ત્હેમાંના કેટલાક રાઠોડો જૈન થયા હતા. કે જેઓ હથુંડીયા કહેવાયા હતા. વાલી, સાદડી, સાંડેરાવ વિગેરે મારવાડનાં કોઈ કોઇ ગામોમાં આ હથુંડીયા શ્રાવકોની થોડી ઘણી વસ્તી જોવામાં આવે છે. વળી હસ્તિકુંડીના નામથી સ્થપાયેલા હસ્તિકુંડીગચ્છમાં થયેલા વાસુદેવાચાર્યે ( ઉપરના લેખમાં વર્ણવેલ વાસુદેવાચાર્ય નહિં, પરંતુ ત્હેમની પાટપરંપરામાં થયેલ) સં. ૧૩૨૫ ના ફાલ્ગુન સુદિ ૮ ને ગુરૂવારે કરેલી પ્રતિષ્ઠાવાળી શ્રીઋષભદેવસ્વામીની મૂર્તિ ઉદેપુરના બાબેલાના મંદિરમાં છે. ”

૩૧૯ નંબરવાળો લેખ રાતામહાવીરના મંદિરના સભામંડપમાંના એક સ્તંભ ઉપર ૧૪ પંક્તિઓમાં કોતરેલો છે. સંવત્ ૧૩૩૫ ના શ્રાવણ વદિ ૧ ના દિવસે સમીપાટિ (સેવાડી) નામના ગામની મંડપિકા (માંડવી-જ્યાં આગળ જકાત વિગેરે ચુકવવામાં આવે છે) માં, ભાંપા હટઉ, ભાંવા પયરા, મહ૦ સજનઉ, મહં૦ ધીણા મહં૦ ધણુસીનઉ અને ઠ૦ દેવસીહ આદિ પંચકુલે (પંચે) શ્રીરાતામહાવીરના નેચા માટે વર્ષદહાડે ૨૪ દ્રમ્મ આપવાનું ઠરાવ્યું છે, તેથી સમીપાટિની મંડપિકાવાળા દરેક પંચકુલે તે આપતા રહેવું; એમ જણાવવામાં આવેલું છે.

આજ લેખની નીચે ૬ પંક્તિમાં એક બીજો લેખ કોતરેલો છે, તેની મિતિ ૧૩૩૬ ની છે, અર્થાત્ ઉપરના લેખ પછી બીજી વર્ષે આ કોતરવામાં આવ્યો છે. આમાં જણાવેલું છે કે ઉપરના લેખમાં જે ૨૪ દ્રમ્મ આપવાનું ઠરાવ્યું છે તેમાં અરસિંહ નામના શેઠે, નાગ નામના શેઠના શ્રેય માટે ૧૨ દ્રમ્મનો વધારે ઉમેરો કર્યો અને એમ, દર વર્ષે ૩૬ દ્રમ્મ ઉક્ત મંદિર ખાતે આપવાનું સમિપાટીની મંડપિકામાંથી ઠરાવ્યું.

૩૨૦ નંબરનો લેખ પણ એજ સભામંડપના એક બીજા સ્તંભ ઉપર ખોદેલો છે. તેની ૨૧ પંક્તિઓ છે. હકીકત આ પ્રમાણે છે:--- સંવત્ ૧૩૪૫ના પ્રથમ ભાદ્રવા વદિ ૯ શુક્રવારના દિવસે, નાડોલના (ચાહમાન) સામંતસિંહના રાજ્યકાલમાં, સમીપાટિના હાકેમ અને લલનાદિ પંચકુલે ઠરાવ કર્યો છે કે---સમિપાટિની મંડપિકામાં, સા. હેમાકે, હથુંડી ગામના શ્રી મહાવીર દેવના નેચા માટે દર વર્ષે ૨૪ દ્રમ્મ આપવાનું ઠરાવ્યું છે, તેથી તે પ્રમાણે આપતા રહેવું. કે (કૃ) પણ વિજયે આ લખ્યું છે.

૩૨૧ નંબરનો લેખ, એજ મંદિરની પૂર્વ બાજુની પરસાલ નીચે કોતરેલો છે. સં. ૧૨૯૯ ના ચૈત્ર શુદી ૧૧ શુક્રવારના દિવસે, રત્નપ્રભ ઉપાધ્યાયના શિષ્ય પૂર્ણચંદ્ર ઉપાધ્યાયે બે આલક (ગોખલા) અને શિખરો કરાવ્યાં, એમ ઉલ્લેખ છે.

૩૨૨નો લેખ, અપૂર્ણ છે અને એજ મંદિરમાંના એક બીજા સ્તંભ ઉપર કોતરેલો છે.

## સેવાડી ગામના લેખો.

નંબર ૩૨૩ થી ૩૩૦ સુધીના (૭) લેખો સેવાડી નામના ગામમાં છે. આ ગામ, મારવાડના જોધપુર રાજાના ગોડવાડ પ્રાંતમાં આવેલા બાલી જીલ્લાના મુખ્ય શહેર બાલી નગરથી અગ્નિકોણમાં પાંચ માઇલ દૂર આવેલું છે. આ લેખોની નકલો પણ શ્રીયુત ડી. આંર. ભાંડારકર તરફથી જ મળેલી છે. આમાંના પ્રારંભના ૩ લેખો એપિગ્રાફિઆ ઇન્ડિકાના ૧૧ માં પુસ્તકમા, ઉક્ત ભાંડારકર મહાશય તરફથી જ "મારવાડના ચાહુમાનો" એ શીર્ષક નીચે જે વિસ્તૃત નિબંધ લખાયેલો છે તેમાં મુદ્રિત થયા છે. તેથી તેમનું વર્ણન તેમના શબ્દોમાં—ઇંગ્રેજીના અનુવાદ રૂપે આપવામાં આવે છે.

( ૩૨૩ ).

સેવાડીમાં આવેલા મહાવીર દેવાલયના અગ્રભાગમાં રહેલા ભોંયરાના દ્વારની બારસાખ ઉપર આ લેખ કોતરવામાં આવેલો છે. તે ઘણો જ જીર્ણ થઈ જવાના લીધે સરલતાથી વાંચી શકાય તેવો નથી. જ્યારે હું (શ્રીયુત ભાંડારકર) ત્યાં હાજર હતો ત્યારે પુન: તેમાં લાખ પૂરવામાં આવી હતી. પરંતુ તેનું કારણ મ્હારા જાણવામાં આવ્યું નથી. મ્હારા હાથે જ લીધેલી તેની નકલ ઉપરથી શક્યતા પૂર્વક લગભગ પૂરેપૂરો લેખ હું વાંચી શકું છું. તે આઠ પંક્તિઓમાં લખાયેલો હોઇ ૨' ૧½" પહોળો અને ૪½" લાંબો છે. લિપિ નાગરી છે. ब અક્ષર સ્પષ્ટ રીતે તેમાં જણાય છે. જેમ કે बलाधिर्पात (પંક્તિ ૧) बलाधिप: (પંક્તિ ૪) વિગેરે. પ્રારંભમાં ओं તથા અંતમાં મિતિ સિવાય આખો લેખ સંસ્કૃત પદ્યમાં લખેલો છે. પદ્યની સંખ્યા ૧૫ છે અને તે ક્રમથી અંકોવડે જણાવેલી છે. બીજી પંક્તિમાં વપરાએલો 'ध्रियाधारो' પ્રયોગ ભાષાની દૃષ્ટિએ સ્ખલાયલો—અશુદ્ધ છે. કેટલેક ઠેકાણે व અને ब બંને ને માટે व જ વાપરેલો દૃષ્ટિગોચર થાય

છે. સંયુક્તાક્ષરમાં ण ને બદલે न પણ વાપરેલો છે; જેમ કે, पुन्यार्वाप्तमत ( પંકિત ૩ ), वितन्नम ( પંકિત ૬ ) વિગેરે. શબ્દકોષ રચના વિષે બોલતાં મ્હારે કહેવું જોઈએ કે—સાતમી પંકિતમાં આવેલો 'ખત્તક' શબ્દ ધ્યાન ખેંચે તેવો છે. જોધપુર રાજ્યના પાલી પ્રાંતના મુખ્ય શહેર પાલી ગામમાંના એક જૈનમંદિરમાંના એક લેખમાં આ શબ્દ વાપરેલો મેં જોયો હતો. વળી, આબુ ઉપરના લેખોમાં પણ આ શબ્દ આવેલો છે. જેમ કે ત્યાંના નંબર ૧ ( Vol VIII P. 213 ) ના લેખમાં આ શબ્દ આવેલો છે, જયાં તેનો અર્થ 'ગોખલો' એવો થાય છે, અને આ અર્થ અહિં પણ બંધબેસતો જ છે. વળી, બીજો એક શબ્દ જે 'ભુકિત' આવેલો છે તેનો અર્થ ફકત 'રાજ્યનો પ્રાંત' એવો ન થતાં 'અમુક ગામોનો સમૂહ અથવા જીલ્લો' એમ થાય છે. આ અનુસંધાનમાં એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે પંકિત ૬ માં माघे त्र्यंबकसंप्राप्ते એમ વિચિત્ર વાકય વાપરેલું છે. શબ્દશઃ તેનો અર્થ "ત્ર્યંબક (શિવ) ના આવવાથી માઘમાં" એમ થાય છે. અને મ્હને ખાત્રી છે કે તેનો ભાવાર્થ માઘ માસમાં આવનાર કૃષ્ણપક્ષની ચતુર્દશી કે જેને સર્વ લોકો શિવરાત્ર તરીકે માને છે તે છે.

લેખમાં, પ્રારંભે સોળમા તીર્થંકર શાંતિનાથની સ્તુતિ છે. બીજી કડીમાં અણહિલનું નામ આવે છે અને ત્રીજી કડીમાં તેના પુત્ર જીંદનું નામ છે. તથા તે નીતિશાસ્ત્રમાં નિપુણ અને ચાહમાન વંશનો હતો એમ કહેવામાં આવ્યું છે. તેનો પુત્ર અશ્વરાજ અને અશ્વરાજને કટુકરાજ નામે પુત્ર થયો. ( કડી ૪-૫ ) ૬ ઠ્ઠી કડીમાં એમ કથન છે કે તેની જાગીરદારીમાં સમીપાટી ( સેવાડી ) નામે ગામ છે અને ત્યાં એક સ્વર્ગવિમાન જેવું ઉત્તમ મહાવીર દેવનું મંદિર છે. સાતમી કડીથી પછી આગળ એક ભિન્નવંશની યાદિ આવે છે. આ કડીમાં એમ કથન છે કે-કોઇ એક યશોદેવ કરીને પુરૂષ હતો કે જે સેનાનો સ્વામી ( बलाधिप ), શુદ્ધસ્વભાવવાળો, રાજાઓની સભામાં અગ્રભાગ લેનારો અને મહાજનો ( વણિકો ) ના સમૂહનો અગ્રેસર હતો. તે

સમાનચિત્તવાળો એવો યશોદેવ પોતાનાં સગાં–સહોદરો ઉપર, મિત્રો ઉપર તથા ષંડેરકગચ્છના સદ્‌ગુણી અનુયાયિઓ ઉપર કૃપા દર્શાવવામાં કદી પાછી પાની કરતો નહિ; એવી હકીકત આઠમી કડીમાં આવેલી છે. તેનો પુત્ર બાહડ નામે થયો જે વિશ્વકર્માની માફક વિદ્વાનોની પરિષદ્‌માં ખ્યાતિ પામ્યો હતો. ( કડી ૯ ) બાહડનો પુત્ર થલ્લક હતો જે જૈન ધર્મનો અનુરાગી અને રાજાનો પ્રસાદપાત્ર હતો. ( કડી ૧૦ ) પ્રતિવર્ષે માઘ માસમાં શિવરાત્રિના દિવસે કટુકરાજ પ્રસન્ન થઇને થલ્લકને ૮ દ્રમ્મ બક્ષિસ આપતો હતો, ( કડી ૧૧–૧૨ ) તે એવી ઇચ્છાથી કે, તેનાથી, યશોદેવના બનાવેલા ‘ ખત્તક ’ ( ગોખલા ) માંના શાંતિનાથ દેવની પૂજા કરવામાં આવે. અને આ દાન યાવચ્ચંદ્રદિવાકરૌ સુધી ચાલતું રહે એવી ઇચ્છા ૧૩ મી કડીમાં પ્રદર્શિત કરવામાં આવી છે. ૧૪ મી કડીમાં જણાવ્યું છે કે– સમીપાટીના જિનાલયમાં એ શાંતિનાથનું બિંબ ( પ્રતિમા ) તેના ( થલ્લકના ) પિતામહે ( યશોદેવે ) કરાવ્યું છે. છેલ્લી કડીમાં, જો કોઈ મનુષ્ય આ દાન બંધ કરશે તો તેને મહાપાતક લાગશે, એમ સૂચવ્યું છે. અંતમાં સંવત ૧૧૭૨ ( એટલે કે ઈ. સ. ૧૧૧૫ ) ની માત્ર સાલ આપી છે.

આ ઉપરથી ( એક વાત ) એમ વિદિત થાય છે કે, આ દાન આપનાર અશ્વરાજનો પુત્ર કટુકરાજ હતો. પરંતુ, તે વખતમાં એ રાજ્યકર્તા હોય એમ ભાસતું નથી. કારણ કે તે રાજા છે, એમ એક પણ કડીમાં કહેલું નથી, અને આપણે ઉપર જોયું તેમ છઠ્ઠી કડીમાં શમીપાટી ( સેવાડી ) તેની ‘ ભુક્તિ ’ માં હતું. અહીં રાજ્ય શબ્દ કે જે આ પદ્યને ઠીક અનુકૂળ પડે તેવો છે તે, તેમજ તેના અર્થનો બીજો કોઇ પણ શબ્દ વાપરવામાં આવ્યો નથી. આ ઉપરથી એમ જણાય છે કે ઈ. સ. ૧૧૧૫ માં–જે આ લેખની મિતિ છે–તે યુવરાજ પદે હતો અને કેટલાક ગામોનો જાગીરી તરીકે ઉપભોગ કરતો હતો.

આલ્હણુદેવના વિ. સં. ૧૨૧૮ ના નાડોલવાળા લેખમાંનો ષંડેરક સદ્ગચ્છ તથા આબુ ઉપરના લેખોમાંનો સંડેરકગચ્છ અને આ ષંડેરકગચ્છ એ બધાં એકજ છે એમાં સંશય જેવું નથી. ગોડવાડ પ્રાંતના બાલી જીલ્લાના મુખ્ય ગામ બાલીથી વાયવ્ય કોણમાં દશ માઇલને છેટે આવેલું સાંડેરાવ એજ સંદેર અથવા ષંડેરક છે. તે સ્થાને આવેલા મહાવીરના મંદિરમાંના એક લેખમાં પણ આ નામ વપરાએલું દૃષ્ટિગોચર થાય છે. મારવાડમાં આવેલા ગામોનાં નામો ઉપરથી પાડવામાં આવેલા જૈન લોકોના ગચ્છોના અનેક દાખલાઓમાંનો આ એક છે.

( ૩૨૪ )

આ લેખના વિષયમાં એજ પુસ્તકમાં નીચે પ્રમાણે લખવામાં આવેલું છે:—

જૈન મહાવીર–મંદિરના અગ્રભાગમાં આવેલા એક દેવગૃહની પાસે આ લેખ મળી આવે છે. જેના ઉપર આ લેખ કોતરેલો છે તેનું નામ સુરભિશિલા છે. કારણ કે તેના ઉપર એક સવત્સા ગાય અને બે બાજુએ સૂર્ય તથા ચંદ્ર સ્થાપન કરેલા છે. આ લેખ કેટલેક ઠેકાણે ખંડિત થએલો છે અને અક્ષરો પણ ઘણા જીર્ણ થઇ ગયેલાં છે. પ્રથમની ત્રણ પંક્તિ સિવાય તેની કાંઇ ઉપયોગિતા જણાતી નથી. અને આ ત્રણ પંક્તિઓ સ્પષ્ટ રીતે વાંચી શકાય છે. તેની મિતિ ‘ भाद्रपद सुदी ११ ’ એમ છે. તે વખતે કટુકદેવ મહારાજાધિરાજ હતો અને નદ્દૂલ ( નાડોલ ) માં રાજ્ય કરતો હતો. તથા યુવરાજ જયતસિંહ સમીપાટી ( સેવાડી ) ની અમલદારી કરતો હતો............આ લેખની મિતિ ૩૧ તે, ચાલુક્યવંશના રાજા સિદ્ધરાજ જયસિંહે શરૂ કરેલી સિંહસંવત્‌ની હોવી જોઇએ. અને તે વિ. સ. ૧૨૦૦ અગર ઇ. સ. ૧૧૯૩ ની બરાબર થાય છે. એક બીજા લેખથી એમ સિદ્ધ થયું છે કે ગોડવાડનો પ્રાંત સિદ્ધરાજ જયસિંહના રાજ્યમાં આવેલો હતો તેથી આ ૩૧ મું વર્ષ સિંહસંવત્‌નુંજ છે એમ નિશ્ચિતરીતે સિદ્ધ થાય છે.

( ૩૨૫ )

આ લેખ એજ મહાવીર-મંદિરના અગ્રભાગમાં આવેલા એક બીજા દેવાલયના દ્વારની બારસાખ ઉપર કોતરેલો છે. લેખ ત્રણ પંક્તિમાં લખાએલો હોઈ તેની પહોળાઈ ૩' ૯" અને લંબાઇ ૨૩/૪" છે. આ લેખ સારી સ્થિતિમાં છે અને તે નાગરી લિપિમાં લખાએલો છે. ड ની નિશાની ધ્યાનમાં લેવા લાયક છે, જેમકે पद्राडा, छेछडीया વિગેરે, અને તે કીર્તિપાલના નાડોલવાળા તામ્રપત્ર લેખમાં પણ વપરાએલી છે. કેટલાક વર્ણો સ્પષ્ટરીતે કોતરેલા નથી, જેમ કે पद्रा[illegible] માં म ની ડાબી બાજુની ઉપલી લીટી નથી અને તેથી તે અક્ષર न જેવો દેખાય છે. ब અને व ને બદલે એકલો व જ વાપરેલો છે. અંતિમ પ્રાર્થનાની કડી સિવાય સર્વલેખ સંસ્કૃત ગદ્યમાં લખાએલો છે. શબ્દ સમુચ્ચય સંબંધી નીચેના શબ્દો ધ્યાનમાં લેવા જેવા છેઃ—

जगती અને મહાસાહણીય ( પંક્તિ-૧ ) તથા जव અને हारक ( પંક્તિ-૨, ). બીજા ઘણા લેખોમાં जगती નો અર્થ ભૂમિ કરવામાં આવે છે. મ્હારા મત પ્રમાણે તેને હિન્દીમાં ' જગહ ' અથવા ' જગ્યા ' ( ગુજરાતીમાં ) અને મરાઠીમાં ' જાગા ' કહેવાય છે તેજ આ ' જગતી ' છે*. साहणीय નો અર્થ દેશીભાષાના ' સાહણી ' ( તબેલાનો ઉપરી ) શબ્દના જેવો થાય છે. ' નાણા ' માં આવેલા નીલકંઠ મહાદેવના અંદરના બારણાની બાજુ ઉપર કોતરેલા લેખમાંના એ પરમારવંશના રજપુત રાજાઓને આ શબ્દ ઇલ્કાબ તરીકે લગાડેલો છે. આજ મંદિરમાંના એક બીજા લેખમાં जव અને हारक શબ્દો વપરાએલા છે. આ બન્ને શબ્દો ' અરહટ ' ( अरघट्ट ) શબ્દની સાથે વાપરેલા છે. આ ઉપરથી એમ સૂચિત થાય છે કે जव અથવા जवा- નો

* ' જગતી ' નો ખરો અર્થ જૈનગ્રંથોમાં મુખ્ય મંદિરની આસપાસ ( ચારે બાજુ ) પ્રદક્ષિણા દેવાનો જે માર્ગ હોય છે, તે છે. મારવાડમાં આને ' ભમતી ' પણ કહે છે. કેટલીક જગ્યાએ ' ભ્રમણ માર્ગ ' પણ કહેવામાં આવે છે. સંગ્રાહક.

અર્થ ' જવના દાણા ' કરવાનો છે. हारक શબ્દનો અર્થ મરાઠી ' હારા ' ( એક જાતની ટોપલી, જેનો ઉપયોગ દાણા માપવામાં થાય છે તે ) થાય છે. આ હકીકતને...........( એક બીજા લેખથી ) સબીતી મળે છે.

આ લેખની મિતિ વિક્રમ સંવત્ ૧૧૬૭ ના ચૈત્રશુદ્દી ૧ ની છે અને તે વખતે અશ્વરાજ મહારાજાધિરાજ હતો. કટુકરાજ યુવરાજની પદ્ધી ઉપર હતો. તે પછી લેખમાં ઉબલરાકની આવેલી રકમ લખેલી છે. આ ઉબલરાક, ઉત્તિમરાજનો પુત્ર અને પૂઅવિનો પૌત્ર છે. આ પૂઅવિને મહાસાહણીયનો ઈલ્કાબ લગાડેલો છે. લેખમાં, એ વંશના બીજા પણ લોકોનાં નામો લખેલાં છે. શમીપાટીના મંદિરમાંની 'જગતી' માં આવેલા શ્રીધર્મનાથદેવની પૂજા માટે આ ભેટ આપવામાં આવી છે અને આ ભેટ મદ્રાડા, મેદ્રંચા, છેછડીઆ અને મદ્દડીગ્રામના દરેક કૂપ (અરહટ) માંના એક એક ' હારક ' જેટલા જવના દાણાની હતી.

શમીપાટી તે ખરેખર સેવાડિ જ છે જેનો ઉચ્ચાર સેંવાડી પણ કરવામાં આવે છે. અને નિર્વિવાદપણે કહેવું જોઇએ કે ધર્મનાથદેવ તે એજ દેવાલયમાં બેસાડેલા દેવ હશે જેના દ્વાર ઉપર આ લેખ કોતરેલો છે. વળી સેવાડિથી ચાર માઇલ આવેલું છેછલી તે જ છેછડિઆ હોવું જોઇએ. બીજા ગામોનો ચોક્કસ ભાસ લાગે તેમ નથી.

( ૩૨૬ ).

આ લેખની મિતિ સં. ૧૨૧૩, ચૈત્ર વદિ ૮ ભોમ ( મંગળ ) વારની છે. નડૂલ ( નાડોલ ) માં દંડપતિ વઇજા અને મહં. જશદેવ આદિ પંચકુલની સમક્ષ, ચાંડદેવ અને જસણાગે ( કારકુનો ) લખી આપ્યું કે—સીંવાડી ( સેવાડી ) ના રહેનાર વણિક્ ( વાણિયા ) મહણાના પુત્ર જિણદાકે, મહાવીર દેવના મંદિરની જગતીમાં સ્થાપન કરેલા શ્રીપાર્શ્વનાથ દેવની પૂજા માટે, સમીપાટીની મંડપિકા ( માંડવી ) માં, પ્રતિ માસ એક, એમ બાર માસ માટે ૧૨

રૂપીઆ આપ્યા છે. તેમાં, પો. પાલ્હા, ગાં. માલાનિણિ, કુમારપાલ, રાજજોયણ, વડહરિચંદ્ર, કોહલ આદિ લોકો શાક્ષી થએલા છે. આવી હકીકત છે.

લેખના છેવટના ભાગમાં એક બીજો લેખ જોડેલો છે પરંતુ તે અપૂર્ણ છે. જેટલો ભાગ વિદ્યમાન છે તેમાં જણાય છે કે—પાદ્રાડા ગામના ઠક્કુર (ઠાકોર) આજડપુત્ર મોખપાલ અને સજણપાલે પાર્શ્વનાથ દેવ (ની પૂજાદિ) માટે પાડઉઆ (ગામ ?) ના અરહટ પ્રતિ ૧ 'જવાહર' આપ્યો. વિગેરે હકીકત જણાય છે.

( ૩૨૭ )

આ લેખ, સં. ૧૨૫૧ ના કાર્તિક સુદી ૧ રવિવારનો છે. આ (સેવાડિ ?)ગામના લોકોએ નારીએળ વિગેરેના મૂલ્યમાંથી અમુક ભાગ પોતાના ગુરૂ શ્રી શાલિભદ્રસૂરિની મૂર્તિની પૂજા માટે શ્રી સુમતિસૂરિને આપ્યું છે. એમ હકીકત છે.

( ૩૨૮ )

સંવત્ ૧૨૯૭ ની સાલમાં જ્યેષ્ઠ સુદિ ૨ ગુરૂવારના દિવસે, રારાહંડ નામના ગામના વાસી સેહડ નામના ગૃહસ્થે પોતાની સ્રી તથા બીજા કુટુંબના માણસો ( કે જેમનાં નામો લેખમાં આપ્યાં છે) સાથે દેવકુલિકા કરાવી.

( ૩૨૯ )

સંવત્ ૧૧૯૮ ના આસોજ વદી ૧૩ રવિવારના દિવસે, અરિષ્ટનેમિની પૂર્વની બાજુમાં આવેલી અપવારિકા ( ઓરડી ) ની આગળ ભીંત અને દ્વારપત્ર ( કમાડ ) કરવા સંબંધી સઘળા શ્રાવકોએ મળીને નિષેધ કર્યો છે (?) પં૦ અશ્વદેવે આ લખ્યું છે.

( ૩૩૦ )

આ લેખમાં, સંવત્ ૧૩૨૧ ના ચૈત્ર વદિ ૧૫ સોમવારના દિવસે, મહારાજકુલ શ્રીચાચિગદેવે, કરહેડા ગામના શ્રી પાર્શ્વનાથની પૂજા

અર્થે સોમપર્વના ટાંકણે નાડોલની માંડવીમાં..........( કાંઇક ) દાન આપ્યાનો ઉલ્લેખ છે.

આ લેખ, ગુરાં (ગોરજી) પીરથીરાજજીના ઉપાશ્રયમાંથી મળી આવેલો છે એમ શ્રીયુત્ ભાંડારકરે નોટ કરી છે.

આમાં જણાવેલું કરેહડા સ્થાન, મેવાડના સાયરા જીલ્લામાં આવેલું છે અને એ સેવાડીથી તે ૮ કોસ ( મારવાડના ગાઉ ) દૂર છે. એ સ્થાન એક તીર્થસ્થળ તરીકે પ્રસિદ્ધ છે.

૩૨૬ થી આ ૩૩૦ સુધીના લેખો છપાયા નથી. શ્રીયુત્ ભાંડારકરની હસ્તલિખિત પ્રતિકૃતિ ઉપરથી અહિં મુદ્રિત કરવામાં આવ્યા છે. તેમના સ્થાનો લેખ સાથે ટીપેલાં ન હોવાથી અત્રે ઉલ્લેખ કરી શકાયો નથી.

## નાડલાઇ ગામના લેખો.

ગોડવાડ પ્રાંતમાં આવેલા દેસુરી જીલ્લાના મુખ્ય શહેર દેસુરીથી વાયવ્ય કોણમાં ૮ માઇલ દૂર નાડલાઇ નામનું એક સાધારણ ગામ આવેલું છે. એ સ્થાન ગોડવાડ પ્રાંતના પાંચ મુખ્ય જૈન તીર્થોમાંનું એક છે. સમયસુંદરજી રચિત તીર્થમાળા સ્તવનમાં 'શ્રીનાડોલાઇ જાદવો' આવા વાકય દ્વારા એ તીર્થનું નામ ગણાવ્યું છે. અને ત્યાં 'જાદવ' એટલે ૨૨ મા તીર્થંકર નેમિનાથનું ધામ જણાવ્યું છે. આ ગામમાં બધાં મળીને ૧૧ જૈનમંદિરો છે. જેમાં ૯ ગામની અંદર છે અને ૨ બે પર્વતો ઉપર છે. આ પર્વતોને લોકો શત્રુંજય અને ગિરનારના નામે ઓળખે છે. પં. શિવવિજયજીના શિષ્ય શીલવિજયજી સ્વરચિત 'તીર્થમાલા' માં આ સ્થળે નવ મંદિર હોવાનું જણાવે છે. જેમ કે—

નડુલાઇ નવ મંદર સાર શ્રી સુપાસ પ્રભુ નેમકુમાર.

જુના લેખોમાં આ ગામના નડડૂલડાગિકા, નદકુલવતી, નડડૂલાઇ,

વિગેરે જુદાં જુદાં નામો આપેલાં મળી આવે છે. 'વલ્લભપુર' એવું નામ પણ આનું આપવામાં આવેલું કહેવાય છે*.

ગામના દરવાજાની પાસે એક મંદિર આવેલું છે જે આદિનાથના નામે પ્રસિદ્ધ છે. આ મંદિર ઘણું જુનું જણાય છે અને લોકોમાં તેના વિષે અનેક ચમત્કારી વાતો કહેવાય છે જે આગળના એક લેખના અવલોકનમાં આપીશું. નંબર ૩૩૧ થી ૩૪૪ સુધીના લેખો, આજ ગામનાં જુદાં જુદાં મંદિરોમાં રહેલા છે અને તેમાંના, પ્રથમ પાંચ, એપિગ્રાફીઆ ઇન્ડિકાના ઉક્ત ભાગમાં શ્રીયુત ભાંડારકરે છપાવેલા છે અને બાકીના, ( ૩૩૬ મો લેખ છોડીને ) તેમની હસ્તલિખિત નકલો ઉપરથી પ્રથમ જ અત્રે છપાવવામાં આવ્યા છે. તે છપાયલા લેખોનું વિવરણ પણ, સેવાડિના લેખો પ્રમાણે તેમના ( ભાંડારકરના ) જ શબ્દોમાં ( અનુવાદ રૂપે ) અત્રે આપવામાં આવે છે.

( ૩૩૧ )

આ લેખ, નાડલાઈના આદિનાથના મંદિરમાંથી મળી આવેલો છે. હાલમાં એ મંદિર આદિનાથનું કહેવાય છે પરંતુ બીજા લેખો ઉપરથી એમ જણાય છે કે પહેલાં તે મહાવીરનું મંદિર હતું. આજ મંદિરમાં આવેલા સભામંડપમાંના બે સ્તંભો ઉપર રહેલા ચોકઠામાં આ લેખ કોતરેલો છે. આ લેખની પંક્તિઓ સમાંતર આવેલી છે પણ ચોકઠાની બાજુઓથી વાંકી વળેલી છે અને પ્રથમ પંક્તિના કેટલાક છેલ્લા શબ્દો ચોકઠાની કોરની બહાર જવાને લીધે કપાઇ ગયા છે. આ ઉપરથી એમ સૂચિત થાય છે કે આ લેખની મિતિ પછી, આ સભામંડપ ફરીથી સમરાવવામાં આવ્યો હશે અને તેથી આ ચોકઠું સુવ્યવસ્થિત રીતે રહી શકયું નથી. લેખની બધી પંક્તિઓ છ છે અને તેમણે ૧' ૫½" પહોળાઈ તથા ૪½" લંબાઇ જેટલી જગ્યા રોકી છે.

*જુઓ, ઐતિહાસિક રાસ સંગ્રહ, ભાગ બીજો, ૩૩માં પૃષ્ઠ ઉપર આપેલી નોટ.

લેખને કોતર્યા પહેલાં પત્થરને બરાબર સાફ કરેલો જણાતો નથી અને અક્ષરો પણ કાળજીપૂર્વક કોતરવામાં આવ્યા નથી. લેખની લિપિ નાગરી છે. સંસ્કૃત હસ્તલેખોમાં જેમ માલૂમ પડે છે તેમ આમાં પણ य ને प ના જેવો લખેલો છે. વળી બીજી પંક્તિમાં આવેલા ' नदूलडागिका ' શબ્દમાંના ड નું રૂપ ધ્યાન ખેંચે તેવું છે, અને તે નં ૩ માં જોયું તેવુંજ છે. અંતના એક પદ્ય ( જેનું છંદ બરાબર નથી ) શિવાય આખો લેખ સંસ્કૃત ગદ્યમાં લખેલો છે. આખા લેખમાં એક ઠેકાણે ( પંક્તિ-૫ ) ब ના બદલે व કરેલો છે ( व्रहम ) અને અંત્ય વ્યંજનમાં उ ઉમેરેલો છે, ( પંક્તિ-૧૧ માં यद ના બદલે यदु ) ગોડવાડમાં મળી આવતા ગુહીલોત રાજાઓના તામ્રપત્ર ઉપરના લેખોમાં આ પ્રમાણે જ કેટલાક શબ્દો મ્હેં જોયા છે. ત્રીજી પંક્તિમાં આવેલા ' પલ ' અને ' પલિકા ' શબ્દોનો અર્થ ' પ્રવાહી પદાર્થો માપવાનું એક જાતનું માપ ' એવો થાય છે. આ સંબંધી વિશેષ માહિતી Baruni Indica Vol. I P. 164 માંથી મળી આવશે. આ લેખમાં ટુંકા શબ્દો નીચે પ્રમાણે છેઃ-मं. ( પંક્તિ ૩ ) रा. ને वि ( પંક્તિ ૪ ) ઓસવાલની એક જાતના નામ તરીકે मं. નો અર્થ ભંડારી થાય છે. रा. એટલે राउत જે राजपुत्रनो અપભ્રંશ છે અને રાજપુત જાગીરદારોનું એક નામ ' રાવત ' અને આ ' રાઉત ' બંને એકજ છે. वि० નું પૂર્ણરૂપ શું છે તે સમજાતું નથી. ત્રીજી પંક્તિમાં ' घाणुक ' શબ્દ વપરાયો છે. જેનો અર્થ ' ઘાણી ' ( ઘાંચીની ઘાણી ) થાય છે. આ શબ્દ લેખોમાં ઘણીવાર દૃષ્ટિગોચર થાય છે.

આ લેખની મિતિ સંવત ૧૧૮૬ માઘ સુદી ૫ છે. અને ચાહુમાન વંશના મહારાજાધિરાજ રાયપાલના પુત્રો રૂદ્રપાલ અને અમૃતપાલ તથા તેમની માતા માનલદેવીની, આ મંદિરમાં આપેલી ભેટનો ઉલ્લેખ કરેલો છે. દરેક ઘાણીમાંથી રાજાને મળતી અમુક પલિકાઓમાંથી બે પલિકાની આ ભેટ કરી હતી અને તે નદુલડાગિકા ( નાડલાઇ ) ના તથા બહારના જૈન જતીઓ માટે આપવામાં આવી હતી. આ ભેટમાં નીચે પ્રમાણે સાક્ષિઓ કરવામાં આવ્યા હતા.

સમસ્તગ્રામિણોનો મુખ્ય ભં૦ નાગસિવ, રા. ત્તિમટા, વિ. સિરિયા, વણિક પોસરિ અને લક્ષ્મણ. એમ જણાય છે કે આ ગામના પંચો હતા.

( ૩૩૨ )

આ લેખ નાડલાઇના નેમિનાથના દેવાલયમાંથી મળી આવ્યો છે. ત્યાંના લોકો આ નેમિનાથને ' જાદવજી ' ના નામે ઓળખે છે. આ મંદિર ગામથી અગ્નિકોણમાં આવેલી એક ટેકરી ઉપર છે. તેમાં, ૯½" પહોળા તથા ૧'-૧૧ ½" લાંબા શિલાપટ્ટ ઉપર ૨૬ પંકિતમાં આ લેખ કોતરેલો છે. લેખની લિપિ નાગરી અને ભાષા સંસ્કૃત છે. માત્ર એકજ બાબત ધ્યાન આપવા લાયક છે અને તે ' मतुदत्तम् ' ( પંકિત ૨૨ ) વાકય છે. વિરલ અથવા અજ્ઞાત શબ્દો નીચે પ્રમાણે છે:– ' भोक्तारि ' ( પંકિત–૯ ) शेक (પંકિત ૧૧) आभाव्य (પંકિત ૧૨) ' ભોકતારિ 'નો શો અર્થ હશે તે સૂચિત થતો નથી. ' શેક ' નો અર્થ સંસ્કૃત ' શિકય ' થાય છે ( જેનો અર્થ–એક વાંસની લાકડીના બે છેડાથી લટકાવેલા દોરડાના ગાળા, અને તેમાં ભરેલો બોજો પણ થાય ) મ્હારા મત પ્રમાણે ' આભાવ્ય ' નો અર્થ ' આવક ' થાય છે. આ શબ્દ વિ. સં. ૧૨૦૨ ના માંગરોળના લેખમાંના બે ત્રણ વાકયોમાં વપરાએલો છે. વળી ભિન્નમાલના લેખ નં. ૧૨ ને ૧૫ માં પણ આ શબ્દ નજરે પડે છે. તેમજ પંકિત ૮ તથા ૨૧ માં આવેલો राउत શબ્દ ધ્યાન ખેંચે તેવો છે. તે ખરેખર ' રાજપુત્ર ' શબ્દનો અપભ્રંશ છે, અને તેનો અર્થ રાજપુત થાય છે; પણ અહિંઆં તે શબ્દ ' જાગીરદાર ' ના અર્થમાં વપરાએલો છે.

આ લેખની શરૂઆતમાં સર્વજ્ઞ નેમિનાથની સ્તુતિ કરવામાં આવી છે. તેની મિતિ વિ. સં. ૧૧૯૫ આશ્વિનવદિ ૧૫ ભોમવાર છે. તે વખતે મહારાજાધિરાજ રાયપાલદેવ નદુલડાગિકાનો સ્વામી હતો એમ ઉલ્લેખ છે. આગળ તેમાં જણાવેલું છે કે–શ્રી નેમિનાથના ધુપ, દીપ, નૈવેદ્ય, પુષ્પ અને પૂજા વિગેરે માટે રાઉત ઉધરણ ( ગુહીલ વંશના ) ના પુત્ર ઠકકુર રાજદેવે પોતાના પુણ્યાર્થે નાડલાઇથી અગર

નાડલાઈ જતા બલદોના બોજા ઉપરના કરનો વિસમો ભાગ ભેટ તરીકે આપ્યો. પછી ભવિષ્યમાં થનારા રાજાઓને આ ભેટ ચાલુ રાખવા માટે વિનંતી કરવામાં આવી છે. પછી લેખકનું નામ જે પાસિલ છે તે આપેલું છે. તેના બાદ રાજદેવના હસ્તાક્ષર આવે છે. અહિં તેને રાઉત કહેલો છે. પછી જોશી દુદુપાના પુત્ર ગુગીની સાક્ષી છે. છેલ્લી ત્રણ પંકિતઓ સ્પષ્ટ સમજાય તેવી નથી.

( ૩૩૩ )

આ લેખ નાડલાઇમાં અદિનાથના દેવાલયમાંથી મળી આવેલો છે. જે ચોકઠા ઉપર પ્રથમનો લેખ કોતરેલો છે તેની સામેની બાજુએ આ લેખ આવેલો છે. લેખ ૬ પંકિતમાં લખેલો હોઇ ૧'૯" પહોળો તથા ૪½" લાંબો છે. જ્યારે મ્હેં પ્રથમ આ લેખ જોયો ત્યારે ત્હેમાં પ્લાસ્તર ભરવામાં આવેલું હતું પછી અમારા વાંચવા માટે આ પ્લાસ્તરને દૂર કરવાની જરૂર પડી હતી ! લેખની લિપિ નાગરી છે અને ભાષા સંસ્કૃત છે. છેલી કડી પદ્યમાં છે પરંતુ તેનું ત્રીજું ચરણ નિયમ રહિત છે. બાકીનો બધો ભાગ ગદ્યરૂપે છે. તેમાં यद ને બદલે जतु વાપરેલો છે ત્રીજી પંકિતમાં वल અને पलां એવા વિચિત્ર શબ્દો આવેલા છે वल એ पलने બદલે ભૂલથી વાપરેલું લાગે છે અને पलां એ पलिका નું ટુંકું રૂપ છે. બીજી પંકિતમાં पाइला શબ્દ વાપરેલો છે જેનો અર્થ એક જાતનું વજન થાય છે. નં. ૧૧ ના લેખમાં આ શબ્દ વપરાએલો છે. ચાલુક્યવંશના રાજા કર્ણદેવની સૂનકભેટમાં નીચે પ્રમાણે શબ્દો છેઃ-
पाइला १२ वहंति हल ४ इति हल चतुष्टय भूमि-અહિં પણ તે શબ્દનો એજ અર્થ થાય છે. લોકોને પૂછપરછ કરતાં મ્હને નીચે પ્રમાણે અર્થો મળ્યા છેઃ-

૪ પાઇલા=૧ પાયલી

૫ પાયલી=૧ માણા

૪ માણા=૧ સેઇ

૨ સેઇ=૧ મણ

' વિંશોપક ' શબ્દ ધ્યાન ખેંચે તેવો છે. આ શબ્દ બીજા લેખોમાં પણ આવેલો છે. તે એક શિકો છે જેની કિંમત તે વખતમાં ચાલતા એક રૂપીઆના વીસમા ભાગ જેટલી થાય છે.

આ લેખની મિતિ વિ. સં. ૧૨૦૦ જ્યેષ્ઠ સુદિ ૫ ગુરૂવાર છે. તે વખતે મહારાજાધિરાજ રાયપાલદેવ રાજ્ય કરતો હતો. એમ જણાય છે કે, રાઉત રાજદેવ પોતાની માતાના માટે કરેલા રથયાત્રાના ઉત્સવમાં ત્યાં આવ્યો હતો, ત્યારે તેણે મહાજનો, ગ્રામલોકો અને પ્રાંતના લોકોની સમક્ષ, પોતાને મળતી પાઈલાની કિંમતમાંથી એક વિંશોપકના શિક્કાની તથા દરેક ઘાણીમાંથી મળતી તેલની પળમાંથી બે પલિકાની ભેટ કરી હતી.

( ૩૩૪ )

ઉપરનો લેખ જે ચોકઠા ઉપર કોતરેલો છે તેનાજ ઉપર આ લેખ પણ આવેલો છે. તે પાંચ પંક્તિઓમાં લખેલો છે અને ૧'૮½" પહોળો તથા ૪½" લાંબો છે. લિપિ નાગરી છે. અંતમાંની આશિર્વાદવાળી કડી શિવાય બાકીનો બધો ભાગ સંસ્કૃત ગદ્યમાં છે. ધ્યાનમાં લેવા લાયક બાબત આ છે કે, ર ની પછીનું વ્યંજન બેવડું કર્યું છે અને પાંચમી પંકિતમાં यत् ને બધલે जतु શબ્દ વાપરેલો છે. અજ્ઞાત અથવા વિરલ શબ્દોમાં એક 'દેશી' શબ્દ છે જે ત્રીજી લીટીમાં છે. તથા 'કિરાડઉઆ' અને ' ગાડ ' એવા બે શબ્દો ચોથી પંકિતમાં છે ' ગાડ ' નો અર્થ ગાડું થાય છે. અને મ્હને ખબર મળી તે પ્રમાણે કહું છું કે, ' કિરાડઉઆ ' એટલે ' કિરાડવા ' અગર ' કિરાણા ' છે જેનો અર્થ ગુંદર, લવિંગ, કાશ્મીમરી, પીપર વિગેરે કરીયાણું થાય છે. ' દેશી ' શબ્દનો અર્થ સુસ્પષ્ઠ નથી. તેનો ' મંડળ ' એવો અર્થ હું કરવા લલચાઉં છું અને પ્રતિહાર ભોજદેવના પેહેલા લેખમાં તથા ચાહમાન વિગ્રહરાજના હર્ષલેખોમાં એજ અર્થમાં તે વપરાએલો છે. આ અર્થ અહિં સારી રીતે બંધ બેસતો છે. આ મંદિરના એક બીજા લેખમાં પણ આ શબ્દ, આજ અર્થમાં વાપરેલો છે. બીજો શબ્દ ' લગમાન ' છે જેનો અર્થ–કર ( લાગ )નું પ્રમાણ ( માન ) થાય છે.

લેખના પ્રારંભમાં ' સંવત્ ૧૨૦૨ આસો વદિ ૫ શુક્રવાર ' ની મિતિ આપેલી છે. તે વખતે રાયપાલદેવ મહારાજાધિરાજ હતો અને રાઉત રાજદેવ નડ્ડૂલડાગિકા ( નાડલાઈ )નો ઠાકુર હતો આ લેખનો હેતુ એવો છે કે અભિનવપુરી, બદારી અને નાડલાઇના વણજારકો ( વણજારા )ની ' દેશી ' ની સમક્ષમાં રાજદેવે મહાવીરના દેવાલયના પૂજારી અને યતિઓના માટે બળદો ઉપર ભરીને લઈ જતા દરેક વીસ પાઇલા ઉપર બે રૂપીઆ તથા ' કિરાણા ' થી ભરેલા દરેક ગાડા ઉપર એક રૂપીઓ એમ બક્ષીસ આપી. ' બદારી ' કદાચ નાડલાઇની ઉત્તરમાં આઠ માઈલે આવેલું બોરલી હોઇ શકે. અભિનવ-પુરીની નિશાની મળી શકી નથી.

( ૩૩૫ )

આ લેખ, નાડલાઈથી અગ્નિકોણમાં આવેલી ટેકરી ઉપરના નેમિનાથ ઉર્ફે ' જાદવાજી ' ના દેવાલયમાં એક સ્તંભ ઉપર કોતરેલો છે. લેખની એકંદર ૧૬ પંક્તિઓ છે, અને તેની પહોળાઇ ૮" અને લંબાઇ ૧'૨" છે. તે નાગરિલિપિમાં લખેલો હોઇ સંસ્કૃત ગદ્યમાં છે. ધ્યાનમાં લેવા લાયક બાબત એ છે કે-દરેક પંક્તિનો આરંભ ઉભી બે રેખાઓથી અંકિત છે. વિશેષમાં र ની પછી આવેલા વ્યંજનો બેવડાએલાં છે. તથા બે વખત द ના બદલે त વાપરેલો છે, જેમ કે, શ્રીમદના બદલે શ્રીમત ( પંક્તિ ૭ ) અને જગદના બદલે જગત ( પંક્તિ ૧૫ ).

પ્રારંભમાં મિતિ આપી છે તે નીચે પ્રમાણેઃ—વિ. સં. ૧૪૪૩ ના કાર્તિક વદિ ૧૪ ને શુક્રવાર. તેની આગળ એમ કહેવામાં આવ્યું છે કે, ચાહુમાનવંશનઃ મહારાજાધિરાજ વણવીર દેવના પુત્ર રાજા રણવીર-દેવના રાજ્યમાં આ લેખ કરવામાં આવ્યો છે. બૃહદ્ગચ્છના આચાર્ય માનતુંગસૂરિની વંશપરંપરામાં થએલા ધર્મચંદ્રસૂરિના શિષ્ય વિનય-ચંદ્રસૂરિએ યદુવંશવિભૂષણ શ્રીનેમિનાથના આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

આ લેખ, પૂર્વોક્ત આદિનાથના મંદિરના રંગમંડપમાં ડાબી બાજુએ આવેલી ભીંતમાં એક થાંભલો છે તેના ઉપર કોતરેલો છે. આ લેખ ૯ ઇંચ પહોળી અને ૪ ફુટ ૮ ઇંચ લાંબી જેટલી જગ્યામાં લખાએલો છે. એની એકંદર ૫૬ પંક્તિઓ છે. લેખના મથાળે બે પાદ–આકૃતિઓ ( પગલાં ) કાઢેલી છે.

આ લેખમાં, મેવાડના રાજાઓની વંશાવલી આપેલી છે તેથી તેની ઉપયોગિતા જરા વધારે માનવામાં આવી છે, અને એજ કારણથી તે અત્યાર સુધીમાં ઘણાંક પુસ્તકો–રીપોર્ટો વિગેરેમાં છપાઈ યથેષ્ટ પ્રસિદ્ધિ પામી ચુકયો છે. લેખનો સાર–અર્થ આ પ્રમાણે છેઃ—

પ્રારંભમાં, યશોભદ્ર નામના આચાર્યના ચરણકમલને નમસ્કાર કરવામાં આવ્યો છે. પછી લેખની મિતિ આપી છે. જે ' સંવત્ ૧૫૯૭ ના વૈશાખ માસ, શુકલપક્ષ ૬ સોમવાર અને પુનર્વસુ નક્ષત્ર ' વાળી છે.

મિતિ પછી સંડેરક ગચ્છની આચાર્યપરંપરા આપવામાં આવી છે. તેમાં, પ્રથમ યશોભદ્ર નામના એક મહાપ્રતાપી આચાર્ય થઈ ગયા હતા, તેમનું પ્રશંસાત્મક વર્ણન છે. જણાવવામાં આવ્યું છે કે, તે આચાર્ય આ કલિકાલમાં સાક્ષાત્ ગૌતમગણધરનાજ બીજા અવતાર રૂપે હતા. બધી લબ્ધિઓના ધારક અને યુગપ્રધાન હતા. તેમણે અનેક વાદિઓને વાદમાં જીત્યા હતા. ઘણાક રાજાઓ તેમના ચરણમાં પોતાનું મસ્તક નમાવતા હતા. ષંડેરકગચ્છના નાયક હતા. તેમની માતાનું નામ સુભદ્રા અને પિતાનું નામ યશોવીર હતું. તે યશોભદ્રસૂરિના શિષ્ય શાલિસૂરિ નામે આચાર્ય થયા. તેઓ ચાહુમાનવંશના હતા અને બદરી દેવીના પ્રસાદથી તેઓ સૂરિપદ પામ્યા હતા. એ શાલિસૂરિના શિષ્ય સુમતિસૂરિ; તેમના શિષ્ય શાંતિસૂરિ, તેમના ઇશ્વરસૂરિ, આવી રીતે અનેક આચાર્યો થયા. તેમાં ફરી એક શાલિસૂરિ થયા અને તેમના શિષ્ય સુમતિસૂરિ અને તેમના પુનઃ શાંતિસૂરિ થયા કે જેમના સમયમાં આ લેખ કોતરવામાં આવ્યો.

અહીંથી પછી મેવાડના રાજવંશની નામાવલી આપવામાં આવી છે. તેમાં પ્રથમ જણાવ્યું છે કે, શ્રીમેદપાટ (મેવાડ) દેશમાં, સૂર્યવંશીય મહારાજા શિલાદિત્યના વંશમાં પૂર્વે ગુહિદત્ત, રાઉલ, બપ્પ અને ખુમ્માણ નામના મ્હોટા રાજાઓ થઇ ગયા. તેમના વંશમાં પાછળથી રાણા હમીર, ખેતસીહ, લખમસીહ અને મોકલ થયા. મોકલ પછી રાણો કુંભકર્ણ થયો અને તેનો પુત્ર રાયમલ્લ થયો. આ રાયમલ્લ તે વખતે રાજ્ય કરતો હતો અને પુત્ર પૃથ્વીરાજ યુવરાજ પદ ભોગવતો હતો.

આના પછી લખવામાં આવ્યું છે કે—ઉકેશવંશ (ઓસવાલ જ્ઞાતિ) ના ભંડારી ગોત્રવાળા, રાઉલ લાખણના પુત્ર મંત્રી દૂદાના વંશમાં થએલા મયૂર નામના સેઠનો સાદૂલ નામે પુત્ર થયો. તેને સીહા અને સમદા નામના બે પુત્રો થયા. તેમણે, ઉપર જણાવેલા યુવરાજ પૃથ્વીરાજની આજ્ઞાથી કર્મસી, ધારા, લાખા આદિ પોતાના કૌટુંબિક બંધુઓની સાથે, નંદકુલવતી પુરી (નાડલાઇ) માં, સંવત્ ૯૬૪ ની સાલમાં યશોભદ્ર સૂરિએ મંત્રશક્તિદ્વારા લાવેલી અને પાછળથી, મં. સાયરે કરાવેલા દેવકુલિકાઆદિના ઉદ્ધારના લીધે તેના જ નામે પ્રસિદ્ધિ પામેલી 'સાયરવસતિ' માં, આદિનાથ તીર્થંકરની પ્રતિમા સ્થાપન કરી. તેની પ્રતિષ્ઠા, ઉપર જણાવેલા શાંતિસૂરિના શિષ્ય ઇશ્વરસૂરિએ—કે જેમનું બીજું નામ દેવસુંદર પણ હતું—કરી.

છેવટે જણાવ્યું છે કે—આ લઘુ પ્રશસ્તિ પણ એ ઇશ્વરસૂરિએજ લખી છે અને સૂત્રધાર સોમાએ કોતરી છે.

આ લેખમાં જણાવેલા ષંડેરકગચ્છના આચાર્ય યશોભદ્રસૂરિના સંબંધમાં વિશેષ જાણવાની જિજ્ઞાસાવાળાએ વિજયધર્મસૂરિના નામે પ્રસિદ્ધ થએલ 'ઐતિહાસિક રાસસંગ્રહ' ભાગ ૨ જો, જોવો.

( ૩૩૭ )

આ લેખ, એજ મંદિરમાં મૂલ-નાયક તરીકે વિરાજિત આદિનાથની પ્રતિમા ઉપર લખેલો છે. મિતિ, સં૦ ૧૬૭૪ ના માઘ વદિ ૧, ગુરૂવાર,

ની છે. ઓસવાલ જ્ઞાતિના ભંડારી ગોત્રવાળા સાયર સેઠના વંશમાં થએલા સંકર આદિ પુરૂષોએ, આ આદિનાથની પ્રતિમા કરાવી છે અને તપાગચ્છીય આચાર્ય વિજયદેવસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી છે. એટલી હકીકત છે.

( ૩૩૮-૩૯ )

આ બંને નંબરો નીચે જે ન્હાના ન્હાના લેખો કે વાકયો આપેલાં છે, તે એજ મંદિરની આજુ બાજુ આવેલી દેવકુલિકાઓ ઉપર કોતરેલા છે. આ લેખો કે વાકયોમાં જણાવેલું છે કે–સં. ૧૫૬૮–૬૯ અને ૭૧ ના વર્ષોમાં તપાગચ્છની કુતબપુરા શાખાવાળા આચાર્ય ઇન્દ્રનંદિસૂરિ તથા તેમના શિષ્ય સૌભાગ્યનંદિસૂરિ અને પ્રમોદસુન્દરના ઉપદેશથી, ગુજરાતના, પાટણ, ચંપકદુર્ગ ( ચાંપાનેર ), વીરમગામ, મુંજિગપુર ( મુંજપુર ), સમી અને મહમદાબાદના સંઘોએ અમુક અમુક દેવકુલિકાઓનો જીર્ણોદ્ધાર કર્યો, તથા નવી કરાવી.

( ૩૪૦ )

નાડલાઈની પૂર્વ બાજુએ જે ટેકરી આવેલી છે તેના મૂળમાં, ગામની પાસેજ એક સુપાર્શ્વનાથનું મંદિર છે. તેના સભામંડપમાં મુનિસુવ્રત તીર્થંકરની એક પ્રતિમા સ્થાપિત છે તેના ઉપર, આ નં. ૩૪૦ વાળો લેખ કોતરેલો છે. લેખની ૪ લાઇનો છે અને તેમાં જણાવેલી હકીકત એટલીજ છે કે–મહારાજાધિરાજ અભયરાજ * ના રાજ્યમાં. સં. ૧૭૨૧ ની સાલમાં, પ્રાગ્વાટ ( પોરવાડ ) જ્ઞાતિના અને નાડલાઈના રહેવાસી સા૦ નાથાકે આ મુનિસુવ્રત તીર્થંકરનું બિંબ કરાવ્યું અને તેની પ્રતિષ્ઠા ભટ્ટારક વિજય [ પ્રભ ? ] સૂરિએ કરી.

( ૩૪૧ )

આ નાડલાઇ ગામની પૂર્વે એક જુના કિલ્લાનાં ખંડેરો પડયાં

* શ્રીયુત ડી. આર. ભાંડારકરના મતે આ અભયરાજ તે મેડતીયો અભરાજ છે જે નાડલાઇનો જાગીરદાર હતો.

છે. આ કિલ્લો સોનિગરા ચોહાણોએ બંધાવ્યો હતો એમ સંભળાય છે. આ કિલ્લાની ટેકરીને લોકો જેકલ કહે છે અને ત્યાંનો જૈન સમુદાય શત્રુંજય પર્વત જેટલીજ તેને તીર્થભૂત માને છે. આ કિલ્લાની અંદરજ એક આદિનાથનું મ્હોટું મંદિર છે અને તેમાં મૂલનાયક તરીકે વિરાજમાન પ્રતિમા ઉપર આ નં. ૩૪૧ નો લેખ કોતરેલો છે. લેખનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

સં. ૧૬૮૬ ના વર્ષમાં, મહારાણા જગતસિંહજીના રાજ્યમાં, તપાગચ્છીય શ્રીવિજયદેવસૂરિના ઉપદેશથી નાડલાઈના જૈન સંઘે, જેખલ પર્વત ઉપર આવેલા જીર્ણ મંદિર, કે જે પૂર્વે સંપ્રતિ રાજાએ બંધાવ્યું હતું, તેનો પુનરૂદ્ધાર કર્યો અને તેમાં ફરી આદિનાથની નવીન પ્રતિમા સ્થાપિત કરી. તેની પ્રતિષ્ઠા ઉક્ત વિજયદેવસૂરિએ જ, પોતાના વિજયપ્રભસૂરિ આદિ શિષ્ય પરિવાર સાથે રહીને, કરી છે.

( ૩૪૨ )

નાડલાઇ ગામની બહાર આવેલા પૂર્વોક્ત આદિનાથના મંદિરમાંના સભામંડપમાં, જ્યાં આગળ ૩૩૩–૪ નંબરના લેખો આવેલા છે ત્યાંજ, આ લેખ પણ કોતરેલો છે. લેખની ૬ પંક્તિઓ છે અને મિતિ સંવત્ ૧૨૦૦ ના કાર્તિક વદિ ૭ રવિવાર, ની છે. લેખમાંની હકીકત પણ ૩૩૩ નં. વાળા લેખના જેવી જ છે. અર્થાત્ મહારાજાધિરાજ રાયપાલદેવના રાજ્યમાં, તેના જાગીરદાર ઠાકુર રાજદેવની સમક્ષ નાડલાઇના સમસ્ત મહાજનોએ મળીને દેવ શ્રીમહાવીરના મંદિર માટે, ઘી, તેલ, લવણ, ધાન્ય, કપાસ, લોહ, ગોળ, ખાંડ, હીંગ, મંજીઠ આદિ વ્યાપારની દરેક ચીજમાંથી અમુક પ્રમાણ ભેટ આપવું એવું ઠરાવ્યું છે.

( ૩૪૩ )

આ લેખ પણ, એ જ જગ્યાએ કોતરેલો છે. મિતિ સં. ૧૧૮૭ ના ફાલ્ગુન સુદિ ૧૪ ગુરૂવાર, ની છે. એમાં જણાવ્યું છે કે–ષંડેરક ગચ્છના દેશી ચૈત્યમાં સ્થિત શ્રીમહાવીરદેવની પૂજાર્થે, મોરકરા ગામની

દરેક ઘાણીમાંથી નિકલતા તેલનો ૧/૪ ભાગ, ચાહુમાણ ( ચોહાણ ) પાપયરાના પુત્ર વિંશરાકે બક્ષીસ તરીકે આપ્યો છે. ઇત્યાદિ.

( ૩૪૪ )

આ લેખ, એજ મંદિરના રંગમંડપમાં પેસતાં ડાબા હાથ તરફ કોતરેલો દૃષ્ટિએ પડે છે.

તપાગચ્છના યતિ માણિક્યવિજયના શિષ્ય જિતવિજયના શિષ્ય કુશલવિજયના ઉપદેશથી, સં. ૧૭૬૫ ના વૈશાખ માસમાં, ઉકેશ જ્ઞાતિના વોહરાગોત્રવાળા સાહ. ઠાકરસીના પુત્ર લાલાએ, સોનાનો કળશ કરાવ્યો તથા સતરભેદી પૂજા ભણાવી વિગેરે હકીકત છે.

---

આ આદિનાથના મંદિર વિષયમાં, એ પ્રદેશમાં એક ચમત્કારિક દંતકથા ચાલે છે. એ દંતકથા, આર્કિઑલૉજીકલના વેસ્ટર્ન સર્કલના સન ૧૯૦૫-૦૬ ના પ્રોગ્રેસ રિપોર્ટમાં, શ્રીયુત ડી. આર. ભાંડારકરે પણ નોંધેલી છે તેથી વાચકોના જ્ઞાનની ખાતર, ઉક્ત રિપોર્ટમાંથી તેટલો ભાગ અત્ર આપવામાં આવે છે. એ ઉપર જણાવેલા આદિનાથના મંદિરની થોડેક છેટે બ્રાહ્મણોનું એક તપેશ્વર મહાદેવના નામે મંદિર છે, તે મંદિર અને આ આદિનાથના મંદિરનો દંતકથામાં પરસ્પર સંબંધ કહેવાય છે તેથી તે બંને મંદિરોની નોંધ એક સાથે જ લેતાં શ્રીયુત ભાંડારકર લખે છે કે—

" તપેશ્વર અને આદીશ્વરનાં બે દેવાલયો વિષે કહેતાં જણાવવું જોઈએ કે, તપેશ્વરનું દેવાલય બ્રાહ્મણી છે. તે પૂર્વાભિમુખ છે. તેમાં મધ્યભાગમાં મુખ્ય મંદિર છે અને તેની આજુ બાજુ ગોળ ફરતો પ્રદક્ષિણા માર્ગ છે. મંદિરને મંડપ અને કમાનો છે. મંડપની આસપાસ બીજી દેવકુલિકાઓ બાંધેલી છે. આ દેવકુલિકાઓમાંથી ઉત્તર દક્ષિણ બાજુની દેવકુલિકાઓમાં સૂર્ય અને ગણપતિની મૂર્તિઓ છે.

બીજું દેવાલય આદીશ્વરનું—જૈન દેવાલય છે. આ બે દેવાલયો વિષે દંતકથા ચાલે છે કે—એક વખતે એક જૈન યતિ શૈવ ગોસાંઈની

વચ્ચે મંત્ર પ્રયોગમાં પરસ્પરની કુશળતા વિષે વાદ–વિવાદ થયો. તેઓએ પોતાની શક્તિ દેખાડવા માટે, દક્ષિણ મારવાડના મલ્લાણીના ખેડમાંથી બંને જણાએ પોતપોતાના મતના આ મંદિરો, મંત્ર બલથી આકાશમાં ઉડાડયાં અને એવી પ્રતિજ્ઞા કરી કે સૂર્યોદય પહેલાં નાડલાઇ પહોંચીને તેની ટેકરી ઉપર, જે પ્રથમ પોતાનું મંદિર સ્થાપન કરશે, તેની જીત થએલી ગણાશે. બંને જણાએ ત્યાંથી મંદિરો એક સાથે ઉડાડયાં પરંતુ શૈવ ગોસાંઇ, જૈન યતિની આગળ નિકળ્યો અને નાડલાઇની ટેકરી પાસે આવી ઉપર ચઢવા જતો હતો તેટલામાં જૈન યતિએ મંત્રવિદ્યાથી કુકડાનો અવાજ કર્યો. તેથી ગોસાંઈ વિચારમાં પડયો અને સૂર્યોદય થયો કે શું તે જોવા મંડયો એટલામાં જૈન યતિનું મંદિર પણ તેની બરાબર આવી પહોંચ્યું અને સૂર્યોદય થઇ જવાના લીધે બંને જણાએ ટેકરીની નીચે જ પોત પોતાના મંદિરો સ્થાપન કર્યાં. આ દંતકથાને લગતી એક કડી પણ ત્યાંના લોકો વારંવાર બોલ્યાં કરે છે તે આ પ્રમાણે––

संवत दश दहोत्तरो वदिया चोरासी वाद ।

खेडनगर थी लाविया नाडलाई प्रासाद ॥ ''

આ દંતકથામાં જણાવેલી જૈન યતિ સંબંધી હકીકત તે પંડેરક ગચ્છના યશોભદ્રસૂરિને ઉદ્દેશીને છે. ' સોહમકુલરત્નપટ્ટાવલિ ' ના લેખક પણ આ હકીકતનું સૂચન કરે છે અને તેણે પણ આ કડી આપેલી છે. પરંતુ તેની આપેલી કડીમાં ઉત્તરાર્દ્ધ, આ કડી કરતાં જુદો છે. તે લખે છે કે––

वल्लभीपुरथी आणियो ऋषभदेव प्रासाद ।

પરંતુ, યશોભદ્રસૂરિના રાસ લખનાર કવિ લાવણ્યવિજય આ હકીકત આપતા નથી જ્યારે તેમના ચમત્કારોની બીજી ઘણી હકીકતો આપે છે. તથાપી લાવણ્યસમયના સમયમાં એ માન્યતા તો અવશ્ય પ્રચલિત હતી કે, આ મંદિર યશોભદ્રસૂરિ પોતાની મંત્રશક્તિથી બીજે ઠેકાણેથી ઉપાડીને લાવ્યા હતા; કારણ કે, ઉપર ૩૩૬ નંબરવાળા

લેખમાં, જે સં. ૧૫૯૭ માં લખવામાં આવ્યો છે, સ્પષ્ટ જણાવ્યું છે કે, સં. ૯૬૪ માં, આ મંદિર શ્રીયશોભદ્રસૂરિ મંત્રશકિતથી અહિં લાવ્યા હતા.

આ દંતકથા કે માન્યતાની સાથે આજે આપણને કાંઈ સંબંધ નથી. આપણે તો આટલું કહી શકીએ કે વિક્રમના બારમા સૈકાથી તો આ મંદિર વિદ્યમાન હોવાના પુરાવાઓ આપણને મળે છે. સૌથી જુનો લેખ ( નં. ૩૪૩ ) છે તેની મિતિ ૧૧૮૭ ની છે, તેથી તે તારીખની પહેલાં કોઈ પણ વખતે એ મંદિરની સ્થાપના ત્યાં થઇ છે એ નિર્વિવાદ છે. વિશેષમાં એ પણ જાણવા જેવું છે કે હાલમાં એ મંદિર આદિનાથના નામે પ્રસિદ્ધ છે, પરંતુ તે વખતે મહાવીરના નામે પ્રસિદ્ધ હતું. કારણ કે રાયપાલ રાજાના વખતના જે લેખો, એના સભામંડપમાં કોતરેલા છે તે બધામાં આને 'મહાવીર ચૈત્ય' તરીકે જ ઉલ્લેખેલો છે. પાછળથી જ્યારે મંત્રી સાયરે જીર્ણોદ્ધાર કર્યો હશે ત્યારે તેણે મહાવીરદેવના સ્થાને આદિનાથની સ્થાપના કરી હશે. પરંતુ નં. ૩૩૮-૯ વાળા લેખો ઉપરથી એમ જણાય છે કે સાયરનો કરાવેલો ઉદ્ધાર પૂર્ણતાએ પહોંચ્યો લાગતો નથી અને તેથીજ ગુજરાતના ચાંપાનેર, મહમદાબાદ, વીરમગામ, પાટણ, સમી અને મુંજપુર આદિ ગામોના જુદા જુદા સંઘોએ તેની પૂર્ણતા કરી છે. અને એજ સમયમાં સાયરના પુત્રોએ, ૩૩૬ મા લેખમાં જણાવ્યા પ્રમાણે, મુખ્ય મંદિરમાં આદિનાથની પ્રતિમા સ્થાપન કરી. પરંતુ ૩૩૭ નંબરવાળા લેખ ઉપરથી જણાય છે કે એ પ્રતિમા પણ લાંબા સમય સુધી સ્થિત રહી શકી નથી અને તેથી લગભગ પોણા સૈકા જેટલા કાલ પછી ફરી તેમનાજ વંશજોએ સં. ૧૬૭૪ માં પુનઃ આદિનાથની નવી પ્રતિમા પ્રતિષ્ઠિત કરી. આ લેખોથી એ પણ જાણવા જેવું છે કે—આ મંદિરના આવી રીતે ત્રણે વખતે થએલા સ્મારકામમાં મુખ્ય કરીને એકજ વંશના લોકોએ ભાગ ભજવ્યો છે તેથી એમ અનુમાનાય છે કે એ મંદિરસાથે એ વંશનો ખાસ સંબંધ હોવો જોઇએ.

મંત્રી સાયર ભંડારીગોત્રનો હતો. લેખમાં જણાવ્યા પ્રમાણે રાવલ લાખણની સંતતિમાં તે થએલો હતો. મારવાડના ભંડારીઓ આજે પણ પોતાને રાઉલ લાખણની સંતતિ માને છે અને કહે છે કે અમને યશોભદ્રસૂરિએ જૈન કર્યા છે. આ રાઉલ લાખણ નિઃશંક રીતે નાડોલનો ચૌહાણ હતો. યશોભદ્રસૂરિના મુખ્ય શિષ્ય શાલિસૂરિને પણ ચાહુમાન વંશના શ્રંગાર-સ્વરૂપ લખ્યા છે તેથી ચાહુમાનોનો અને ષંડેરકગચ્છનો પરસ્પર વિશેષ સંબંધ હતો એમ જણાય છે. સંભવ છે કે એજ ચાહુમાનો પાછળથી ભંડારી કહેવાના હોય. અસ્તુ.

( ૩૪૫ )

આ નંબરવાળો લેખ મારવાડ રાજ્યના છેક દક્ષિણ ભાગમાં આવેલા રત્નપુર નામના એક ગામમાં આવેલો છે. થોડાં વર્ષો પહેલાં, ભાવનગર રાજ્ય તરફથી પ્રકટ થએલા " પ્રાકૃત અને સંસ્કૃત લેખોનો સંગ્રહ " નામના પુસ્તકમાંથી આનો અમે ઉતારો કરેલો છે.

વાસ્તવિક રીતે જોતાં આ કાંઇ ખાસ જૈન લેખ નથી. કારણકે પ્રથમ તો એ શિવના મંદિરમાં કોતરેલો છે અને બીજું એની લેખનપદ્ધતિ પણ તદનુકૂળ છે. પરંતુ આ સંગ્રહમાં એને સ્થાન આપવાનું કારણ એ છે કે એક તો આમાં સુપ્રસિદ્ધ જૈન નૃપતિ કુમારપાળનું નામ છે અને બીજું, જેમના પ્રયત્નથી આ લેખમાં આવેલી જીવહિંસા પ્રતિબંધક આજ્ઞા કરવામાં આવી છે તેઓ જૈન હતા. ત્રીજું, જૈનોનીજ લાગણી ઉલ્લસિત કરવા માટે આમાં જાહેર કરેલું ફરમાન કાઢવામાં આવ્યું છે. આના પછીનો લેખ પણ એજ પ્રકારનો છે.

લેખનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

મહારાજાધિરાજ, પરમભટ્ટારક, પરમેશ્વર, પાર્વતીપતિ લબ્ધ પ્રૌઢપ્રતાપ શ્રી કુમારપાળદેવના રાજ્ય સમયે, મહારાજ ભૂપાલ શ્રી રાયપાલદેવની હકુમતમાં આવેલા રત્નપુર નામના સંસ્થાનના

( ૩૫૦ )

આ લેખ અને નીચેનું વર્ણન પણ ઉક્ત પુસ્તકમાંથીજ ઉદ્ધૃત છે. વર્ણન આ પ્રમાણે—

ઉપરના લેખની માફક આ લેખ પણ સાંડેરાવમાંથી મળી આવ્યો છે અને તેજ મહાવીરના દેવાલયના સભા મંડપમાંના એક સ્તંભ ઉપર કોતરેલો છે. તે ૧૦ પંક્તિમાં લખાએલો હોઈ પહોળાઈમાં ૧′ ૩¾″ અને લંબાઈમાં ૮″ છે. પ્રથમની ૪ પંક્તિઓ સારી સ્થિતિમાં છે અને સારી રીતે વાંચી શકાય તેમ છે. પરંતુ બાકીનો ભાગ એટલો બધો જીર્ણ થઈ ગયો છે, કે જેથી ખાત્રીપૂર્વક સમજી શકાય તેમ નથી. તેની લીપિ નાગરી છે અને ભાષા સંસ્કૃત ગદ્ય છે. ર પછીનો વ્યંજન બેવડાએલો છે, તે ધ્યાન ખેંચવા લાયક છે. ‘ द्राएला ’ ( પં. ૮ ) તથા ‘ सारा ’ ( પં. ૯ ) આ બે શબ્દો વિચારવા જેવા છે. આબુના લેખોમાંના નં. ૨ માં આ ( ‘ सारा ’ ) શબ્દ આવેલો છે અને ત્યાં પ્રો૦ લ્યુડર્સે તેનો અર્થ ‘ કાળજી-સંભાળ ’ એવો કરેલો છે.

પ્રથમની પંક્તિમાં જુદીજ બાબત આવે છે. લખેલું છે કે-પોતાની માતાના સ્મરણાર્થે થાંથાના પુત્રો રાલ્હા અને પાલ્હાએ આ ભેટ અર્પણ કરી છે. ( લેખમાં स्तंभकः प्रदत्तः આવો ઉલ્લેખ છે તેનો ભાવાર્થ ‘ સ્તંભ ( થાંભલો ) બનાવી આપ્યો ’ એમ થાય છે. બીજી કોઇ ભેટનો ઉલ્લેખ નથી.—સંગ્રાહક. ) બીજી પંક્તિમાં મિતિ છેઃ–‘ સંવત ૧૨૩૬ કાર્તિક વદિ ૨ બુધવાર. ’ નાડૂલના મહારાજાધિરાજ શ્રી કેલ્હણદેવના વખતમાં આ લેખ થએલો છે. આગળ ઉપર એમ જણાવ્યું છે કે-થાંથાનો પુત્ર રાલ્હાક અને તેનો ભાઈ પાલ્હા તથા પાલ્હાના પુત્રો સોઢા, સુભકર, રામદેવ આદિએ મળીને પોતાનું પ્રસિદ્ધ ઘર, રાણી જાલ્હણદેવીની જાગીર ( ‘ ભુક્તિ ’ ) માં આવેલા સાંડેરક (સાંડેરાવ) માંના દેવ શ્રી પાર્શ્વનાથને અર્પણ કર્યું છે. રાલ્હાના ઘરમાં રહેતા મનુષ્યોએ આ દેવને વર્ષે વર્ષે ૪ દ્રાએલા ચઢાવવા.

૯–૧૦ પંકિતઓનો સંબંધ પ્રથમની પંકિતઓ સાથે હોય એમ લાગે છે, અને તેમાં કહેવામાં આવ્યું છે કે–માતા ધારમતીના પુણ્યાર્થે સંવત્ ૧૨૬૬ ના જ્યેષ્ઠ સુદિ ૧૩ ને શનિવારે આ સ્તંભને સમરાવવામાં આવ્યો હતો ધારમતીને અહિં માતા તરીકે લખી છે તેથી સમજાય છે કે તે રાલ્હા અને પાલ્હાની જનની હશે.

## જાલોર કિલ્લાના લેખો.

મારવાડ દેશના દક્ષિણ ભાગમાં જાલોર નામનું એક શહેર અને જીલ્લાનું મુખ્ય મથક છે. મારવાડની રાજધાની જોધપુરથી ૮૦ માઇલ દૂર અને સુકડી નદીના કાંઠે તે નગર વસેલું છે. જૂના લેખો અને ગ્રંથોમાં આ નગરનું જાબાલીપુર એવું નામ મળી આવે છે. સુપ્રસિદ્ધ શ્વેતામ્બર આચાર્ય જિનેશ્વરસૂરિએ વિ. સં. ૧૦૮૦ માં હરિભદ્રાચાર્ય વિરચિત 'અષ્ટક સંગ્રહ' નામના ગ્રંથ ઉપર પોતે રચેલી વિદ્વત્તા ભરેલી ટીકાનું સમાપન આજ નગરમાં કર્યું હતું. બીજા પણ અનેક ગ્રંથોમાં આનું નામ મળી આવે છે. આ ઉપરથી જણાય છે કે પ્રાચીન કાળમાં આ સ્થાન જૈનસંસ્કૃતિ અને જાહોજલાલી ભરેલું હતું. રાજકીય ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત કરતાં જણાય છે કે પ્રથમ ત્યાં પરમારોનું રાજ્ય હતું. જાલોરમાંથી મળી આવતા લેખોમાં સૌથી જુનો લેખ ' સં. ૧૧૭૪ આષાઢ સુદિ ૫ ભૌમે ' ની મિતિનો છે અને તેમાં રાજકર્તા તરીકે વીસલ નામના પરમારનો ઉલ્લેખ છે. આ લેખમાં વીસલના પહેલાંના ૬ રાજાઓનાં નામો આપેલાં છે. દરેક રાજાના ૨૦ વર્ષ, આ પ્રમાણે ગણિએ તો એકંદર ૧૨૦ વર્ષ પૂર્વે–અર્થાત વિ. સં. ૧૦૫૪ ( ઈ. સ. ૯૯૭ ) થી ત્યાં એ વંશ રાજ્ય કરતો હતો એમ માની શકાય. પરમારો પછી ત્યાં ચાહમાનો ( ચોહાણો ) નો અધિકાર થયો. એ લોકોના અધિકારની શરૂઆત કયારથી થાય છે તે હજી ચોક્કસ જણાયું નથી પરંતુ સુન્ધા ટેકરીના લેખમાં જણાવ્યા પ્રમાણે કીર્તિપાલ ચોહાણે નાડોલથી પોતાની રાજધાની જાલોરમાં આણી હતી. બીજા પ્રમાણો

ઉપરથી જણાય છે કે કીર્તિપાલે વિ. સં. ૧૨૩૬ થી ૩૯ સુધી રાજ્ય કર્યું હોવું જોઇએ. તેના પુત્ર સમરસિંહે જાલોરની સમીપમાં આવેલા કનકાચલ અથવા સુવર્ણગિરિ નામના પહાડ ઉપર મજબૂત કિલ્લો બંધાવ્યો. છેવટે કાન્હડદેવના વખતમાં દિલ્હીના સુલ્તાન અલ્લાઉદ્દીન ખીલજીએ જાલોર ઉપર ચઢાઇ કરી વિ. સં. ૧૩૬૮ માં ત્યાં પોતાની હકૂમત જાહેર કરી. ત્યાર બાદ ત્યાં મુસલમાનોનોજ લાંબા સમય સુધી અધિકાર રહ્યો. હાલમાં જોધપુરના રાઠોડોના વિશાલ રાજ્યનું માત્ર તે એક જીલ્લાનું ઠેકાણું ગણાય છે.

જાલોર ગામમાં એક મ્હોટી કબર આવેલી છે જેનો હાલમાં તોપખાના તરીકે ઉપયોગ થાય છે. આ કબરનો ઘાટ અજમેરમાં આવેલી સુપ્રસિદ્ધ કબર કે જેને ત્યાંના લોકો ' अढाइ दिन का झोंपडा ' કહે છે તેના જેવો છે. આ કબર મ્હોટા ભાગે જૈનમંદિરો ભાંગી તેમના સામાનથી બંધાવવામાં આવી છે એમ એની બાંધણી અને સ્તંભો ઉપર આવેલા જુદા જુદા લેખો ઉપરથી જણાય છે. હિંદુઓના મંદિરના અવશેષો પણ થોડા ઘણા માલમ પડે છે તેથી તેમનો પણ આના માટે ભોગ લેવાયલો અવશ્ય છે.

શ્રીયુત ડી. આર. ભાંડારકરના ઉલ્લેખ પ્રમાણે ( જુઓ, આર્કિઓલોજીકલ વેસ્ટર્ન સર્કલ પ્રોગ્રેસ રીપોર્ટ, સન ૧૯૦૫–૬ ) " આ કબર ઓછામાં ઓછા ચાર દેવાલયોની સામગ્રીવડે બનાવવામાં આવી છે જેમાંનું એક તો સિંધુરાજેશ્વર નામનું હિંદુ મંદિર છે અને બીજા ત્રણ આદિનાથ, પાર્શ્વનાથ અને મહાવીર નામના જૈન મંદિરો છે. આમાંનું પાર્શ્વનાથનું મંદિર તો કિલ્લા ઉપર હતું. "

( ૩૫૧ )

આ નંબરવાળો લેખ ઉપર વર્ણવેલી કબરની પરસાળના એક ખૂણામાં આવેલા સ્તંભો ઉપરના એક ઉપર એક રહેલા એમ બે

ચોરસામાં કોતરેલો મળી આવ્યો છે. કબર બાંધતી વખતે બરોબર ગોઠવવા સારૂં પત્થરનો એક તરફનો થોડોક ભાગ કાપી ન્હાંખવાથી લેખની દરેક લીટીનો પ્રારંભનો કેટલોક અંશ ખંડિત થઇ ગયો છે. લેખનું વર્ણન શ્રીયુત ભાંડારકર નીચે પ્રમાણે કરે છે. ×

ઉપરના ચોરસામાં ૩ લીટી છે અને લેખ ૮' ૨½" પહોળો તથા ૪" લાંબો છે. નીચેના ચોરસામાં ચાર લીટી છે અને તે ૮' ૫" પહોળો તથા ૫" લાંબો છે. જો કે આ લેખો બે જુદા જુદા ચોરસા ઉપર કોતરેલા છે તો પણ ખરી રીતે એકજ બાબત તેમાં વર્ણવેલી છે. જેટલો ભાગ વિદ્યમાન છે તે સારી સ્થિતિમાં છે. કોઇક કોઇક અક્ષરમાં ચૂનો ભરાઇ ગયો છે પરંતુ વાંચતા વિશેષ હરકત પડે તેમ નથી, તે નાગરી લિપિમાં લખાએલો છે. રાજપુતાનાના બીજા જૂના લેખોની માફક ख અક્ષરને બદલે બે સ્થાને ष કોતરાએલો છે. ब અને व માં ભેદ પાડવા માટે बના વચલા ગાળામાં એક ઝીણું ટપકું કરેલું છે. ભાષા સંસ્કૃત છે અને કેટલોક ભાગ ગદ્યમાં અને કેટલોક પદ્યમાં છે. પદ્યના સૂચન માટે અંકો કરેલાં છે અને તેમની સંખ્યા સાત છે. પૂર્વેના र् પછીનો ट અક્ષર બેવડો કરેલો છે. પ્રથમ પંક્તિમાં क्रम શબ્દનો પ્રયોગ કરેલો છે જેનો અર્થ પ્રસ્તુતમાં ' ચરણ=પગ ' એવો થાય છે. બીજો શબ્દ तस्कर ( પં. ૨ ) છે જેનો અર્થ ' બહારવટીયા '=ઠગ ' એવો થાય છે.

આ લેખની આરંભમાં નાભેય એટલે પ્રથમ તીર્થંકર ઋષભદેવની સ્તવના છે ( પં. ૧ ). પછી, ગદ્યમાં મહારાજા કીર્તિપાલદેવના પુત્ર મહારાજ સમરસિંહદેવનો ઉલ્લેખ છે. આ કીર્તિપાલદેવ ' ચાહમાનવંશરૂપી આકાશમાં ચંદ્રસમાન ' મહારાજા અણહિલના વંશોત્પન્ન મહારાજા આલ્હણનો પુત્ર હતો. ત્યાર પછી રાજપુત્ર અને રાજ્યહિતચિંતક જોજલનું નામ છે અને તેને પીલ્વાહિક પ્રાંતના સઘળા તસ્કર એટલે બહારવટિઆઓનો તિરસ્કારક જણાવ્યો છે. ત્યાર બાદ બે પદ્ય

× એપિગ્રાફિઆ ઇન્ડિકા, પુ ૧૧, પૃ. ૫૨.

છે જેમાં એકમાં સમરસિંહદેવના વખાણ કર્યાં છે અને બીજામાં તેના મામા જોજલનું સૂચન છે. કીશનગઢ સ્ટેટની સરહદ ઉપર આવેલા જોધપુર રાજ્યના પરબતસાર પ્રાંતનું પાલવા એજ પાલ્વાહિકા હોવું જોઇએ અને હાલમાં ત્યાં વસતા ' બાવરી ' લોકો તેજ તસ્કરો હશે. આના પછી ગદ્ય આવે છે ( પં. ૪–૫ ). સ્તુતિપદ્ય તથા અંતિમપદ્ય ઉપરથી એમ જણાય છે કે જે મંડપમાં પહેલાં આ લેખ કોતરવામાં આવ્યો હશે, અને જે પ્રથમ તીર્થંકરના મંદિરમાં આવેલો હશે, તે મંડપના વિષયમાં લખે છે કે—' આ મંડપ શ્રીમાલવંશના શેઠ યશોદેવનો પુત્ર શેઠ યશોવીર જે એક પરમશ્રાવક હતો તેણે કરાવ્યો હતો. આ કાર્યમાં તેના ભાઇ યશોરાજ અને જગધર તથા બીજા સકલ ગોષ્ઠિકો ( શ્રાવકો ) તેના સાથી હતા. એ યશોવીર ચંદ્રગચ્છના આચાર્ય શ્રી ચંદ્રસૂરિના શિષ્ય પૂર્ણભદ્રસૂરિનો પૂર્ણ ભક્ત હતો. આ મંડપ બંધાયાની મિતિ ' વિ. સં. ૧૨૩૯ ના વૈશાખ શુદી ૫ ગુરૂવાર ' છે. પછી ૪ થી ૭ સુધીના પદ્યોમાં મંડપની પ્રશંસા છે. છેવટે જણાવ્યું છે કે પૂર્ણભદ્રસૂરિએ આની ( પ્રશસ્તિ–લેખની ) રચના કરી છે.

( ૩૫૨ )

ઉપર જણાવેલી કબરની મેહરાબ ઉપર આવેલા માળમાંના એક ઉંચા ચોરસા ઉપર આ નંબરવાળો લેખ કોતરેલો દૃષ્ટિગોચર થાય છે. લેખ ૯ પંક્તિમાં લખેલો છે અને તેનો માપ પહોળાઇમાં ૨' ૮½" અને લંબાઇમાં ૫¾" છે. લિપી નાગરી અને ભાષા સંસ્કૃત ગદ્ય છે. व ને ब વચ્ચે ભેદ ન પાડતાં સર્વત્ર व જ કરવામાં આવ્યો છે. र પછીનો ग બેવડાએલો છે. લેખની હકીકત આ પ્રમાણે છે—

સં. ૧૨૨૧ ની સાલમાં, જાવાલિપુર ( જાલોર ) ના કાંચનગિરિ ગઢ ઉપર, આચાર્ય શ્રી હેમચંદ્રે પ્રતિબોધ આપેલા ગુર્જર મહારાજા પરમાર્હત શ્રીકુમારપાલ ચૌલુક્યે 'કુવર વિહાર' નામનું મંદિર બંધાવ્યું હતું અને જેમાં પાર્શ્વનાથ દેવની મૂળનાયક તરીકે સ્થાપના કરી હતી. તે મંદિર, બૃહદ્ગચ્છના વાદીન્દ્ર દેવાચાર્યના પક્ષ–સમુદાયને એવી

ઇચ્છાથી સમર્પણ કર્યું કે મંદિરમાં શાસ્ત્રોક્ત રીતિએ હમેશાં પ્રવૃત્તિ થતી રહે.

પછી, સં. ૧૨૪૨ ની સાલમાં, આ દેશના અધિપતિ ચાહમાન (ચોહાણ) શ્રી સમરસિંહ દેવની આજ્ઞાથી ભાં. (ભાંડાગારી-ભંડારી) પાંસૂના પુત્ર ભાં. યશોવીરે એ મંદિરનો સમુદ્ધાર કર્યો.

ત્યાર બાદ, સં. ૧૨૫૬ માં જેઠ સુદી ૧૧ ના દિવસે રાજની આજ્ઞાથીજ શ્રીદેવાચાર્યના શિષ્ય પૂર્ણદેવસૂરિએ પાર્શ્વનાથદેવના તોરણ આદિની પ્રતિષ્ઠા કરી. શિખરના ઉપર સુવર્ણમય ધ્વજાદંડની સ્થાપના કરી અને તેમાં ધ્વજારોપણ કર્યું.

પછી, સં. ૧૨૬૮ માં દીપોત્સવ એટલે દીવાળીના દિવસે, નવીન તૈયાર થએલા પ્રેક્ષામંડપની (જ્યાં આગળ બેસીને લોકો મંદિરમાં થતી ક્રિઆઓ તથા પૂજાઓ વિગેરે જોઇ શકે, તેની), પૂર્ણદેવસૂરિના શિષ્ય રામચંદ્રસૂરિએ, સુવર્ણમય કળસની સ્થાપના સાથે પ્રતિષ્ઠા કરી.

આ લેખ કેટલીક બાબતો ઉપર વિશેષ પ્રકાશ પાડે છે જેમનો ઉલ્લેખ કરવો અત્ર ઉપયોગી થઇ પડશે. ઐતિહાસિક દૃષ્ટિએ વધારે ધ્યાન ખેંચવા લાયક હકીકત એ છે કે મૂલ પ્રથમ આ મંદિર ગુજરાતના પ્રતાપી અને પ્રસિદ્ધ નૃપતિ કુમારપાલે બંધાવ્યું હતું. કુમારપાલના ચરિતવર્ણન સંબંધી લખાયેલા અનેક ગ્રંથોમાં એવા ઉલ્લેખો *છે કે તેણે ઠેકાણે ઠેકાણે પોતાના નામના-'કુમારવિહાર' એવા નામે-* જૈન મંદિરો બંધાવ્યા હતાં. જો કે આ ઉલ્લેખોની સત્યતામાં શંકા લાવવાનું જરાએ પણ કારણ નથી છતાં પણ કેટલાકો તરફથી આવી શંકા કરવામાં આવે છે અને ગ્રંથોક્ત ઉલ્લેખ સિવાય બીજા આવા અસંદિગ્ધ પ્રમાણ તરીકે ગણાતા શિલાલેખના ટેકાની પણ ઉક્ત કથનમાં આવશ્યકતા જણાવી, તે ન મળવાથી, ચરિતવર્ણિત હકીકત માટે શંકિત નજરે જોવા-લખવાની પ્રવૃત્તિ જણાઇ આવે છે. આવી પ્રવૃત્તિનો પ્રતીકાર આ લેખથી થઇ જાય છે. બીજું, કેટલાક

વિદ્વાનો, કુમારપાલને જૈનો જે ' પરમાર્હત ' તરીકે સર્વત્ર લખે છે તેમાં પણ ધર્માનુરાગનો અતિરેક થયો ગણી ગ્રંથોકત વર્ણનોને અતિશયોક્તિના આકારમાં મૂકે છે. પરંતુ, આ લેખથી તેમના વિચારોનો પણ પ્રતિવાદ થઇ જાય છે. ગુર્જર સાહિત્યાકાશના પ્રકાશમાન્ નક્ષત્ર અને મ્હારા વૃદ્ધ સુહૃદ્ શ્રીયુત કે. હ. ધ્રુવ જેવા પુરાતત્ત્વનું તલસ્પર્શી જ્ઞાન ધરાવનાર વિશેષજ્ઞે પણ ' પ્રિયદર્શના ' ની પ્રસ્તાવનામાં " જૈનધર્મીઓ પ્રત્યે સદ્ભાવ બતાવનાર પરમ માહેશ્વર કુમારપાલ સોલંકીને જૈન બંધુઓ પરમ આર્હત માને છે " ( પ્રથમાવૃત્તિ પૃ. ૭૨ ) એમ વિચાર પ્રદર્શિત કર્યો છે અને પોતાના કથનના સમર્થનાર્થે, પાદટીકામાં, Epigraphia Indica II, 422, Chitorgadh fragmentary Inscription; Bhavnagar Inscriptions p. 112, p p 205–207 નું સૂચન કરે છે. * આ સૂચવેલા લેખોમાં કુમારપાલને ' ઉમાપતિવરલબ્ધ ' વિગેરેના મહેશ્વરાનુયાયીને શોભે તેવા વિશેષણો હોવાથી મ્હારા એ વિદ્વાન મિત્ર ઉકત મત બાંધવા પ્રેરાયા છે. પરંતુ ખુદ હેમચંદ્રાચાર્યના પોતાના રચેલા ગ્રંથોથી લઇ આજ પર્યંત લખાએલા અગણિત ગ્રંથો–નિબંધો કુમારપાલને પરમાર્હત તરીકે જણાવેલા ઉલ્લેખોની વિશાલ સેના સાથે આ લેખ અગ્રસર થઇ તેમના અભિપ્રાયને બાધકર્તા થાય છે. આ ઠેકાણે વાચકોને સહજ શંકા થશે કે ત્યારે શું કુમારપાલને જે લેખોમાં શિવભકતને શોભે તેવા વિશેષણો આપવામાં આવ્યાં છે, તે લેખો ખોટા છે? મ્હારા *પ્રામાણિક વિચાર પ્રમાણે તે લેખો ખોટા નથી પરંતુ ખરા છે;* પણ તેનો ખુલાસો આમ થાય છે–એક તો તે લેખો કુમારપાલે પૂર્ણ રીતે જૈનધર્મ સ્વીકાર્યો ન હતો તે સમયના છે, × તેથી તે વખતે તેવા

* છેલ્લા બે લેખો આ સંગ્રહમાં પણ ૩૪૫–૪૬ નંબર નીચે આપેલા છે.

× ચિત્તોડગઢનો લેખ સંવત્ ૧૨૦૭ માં લખાયો છે. બીજા બે લેખો જે મારવાડના છે તેમાં એકની મિતિ સં. ૧૨૦૯ ની છે. બીજાની મિતિ નથી આપી પરંતુ બન્નેના કારણ અને ઉદ્દેશ ઐકયને લીધે બીજો પણ એજ સમયના લગભગમાં થએલો હોવો જોઇએ. કુમારપાલે જૈનધર્મનો પૂર્ણતયા ( શ્રાવકના ૧૨ વ્રત ગ્રહણપૂર્વક) સ્વીકાર સં. ૧૨૧૬ માં કર્યો એમ જિનમંડનના પ્રબંધમાં છે.

વિશેષણો લગાડાય તે યથાર્થ જ છે, કારણ કે પ્રથમાવસ્થામાં તે નૃપતિ શૈવજ હતો. બીજું મુખ્ય કારણ એ છે કે ' उमापति वरलब्ध ' આદિ બિરૂદો એકલા કુમારપાલનેજ લગાડવામાં આવ્યા છે એમ નથી પરંતુ એ બિરૂદોતો ચૌલુકયોના કુલક્રમાગત આવેલા હોય તેમ જણાય છે. કારણ કે એ વંશના બીજા પણ રાજાઓને ઉકત બિરૂદો લગાડેલા બીજા બીજા લેખોમાં સ્પષ્ટ જોવાય છે. આ કારણને લઇને કુમારપાલને, પરમ આર્હત થયાં છતાં, એ કુલક્રમાગત ઉતરી આવેલા વિશેષણોનો ત્યાગ કરવાનું કાંઇ કારણ નથી. જૈનધર્મના મુખ્ય સિદ્ધાંતોને બાધકર્તા ન થાય તેવી કોઈ પણ પ્રકારની કુલ–મર્યાદાનું ઉલ્લંઘન કરવા કે વિધાન કરવા સંબંધી વિચારો શ્રમણ ભગવાન મહાવીરે ઉપદેશ્યા નથી. વીતરાગ થયા છતાં એ મહાનિર્ગ્રંથ પોતાને ' ज्ञातपुत्र ' ના સ્વકુલસૂચક વિશેષણથી હમેશાં પ્રકટ કરતા હતા ! આ સંબંધમાં વિશેષ અન્યત્ર લખવા ઇચ્છા છે. ‡

કુમારપાલે, આ લેખમાં વર્ણવેલા મંદિરને, શાસ્ત્રોકત વિધિએ તેનું પ્રવર્તન ચાલે તેટલા માટે, વાદીન્દ્રદેવાચાર્યના સમુદાયને સમર્પણ કર્યું, એવું જે કથન આ લેખમાં છે તે પણ ખાસ ધ્યાન ખેંચે તેવું છે. કુમારપાલના સમયમાં તેમજ તેના પૂર્વે ઘણા લાંબા સમયથી શ્વેતામ્બર–સંપ્રદાયમાં ચૈત્યવાસી યતિવર્ગનો ઘણો જોર જામેલો હતો. તે યતિઓએ જૈનમંદિરોને, મધ્યકાલના બૌદ્ધ વિહારો–મઠોના જેવા આકાર–પ્રકારમાં ફેરવી દીધાં હતાં. રાજા–મહારાજાઓ અને સત્તાધારી શ્રાવકો–મહાજનો તરફથી મંદિરોના નિભાવ ખર્ચે જે ગામોનાં ગામો આપવામાં આવતા તેમની સઘળી વ્યવસ્થા એ ચૈત્યવાસી યતિવર્ગ કરતો અને જમીનની ઉપજનો ઉપભોગ પણ એજ વર્ગ સ્વેચ્છાપૂર્વક કરતો હતો. જૈન આચારને નહિં છાજે તેવી રીતભાતો પણ એ ચૈત્યાલયોમાં ચાલતી હતી. આવી પરિસ્થિતિના

‡ ગાયકવાડ'સ ઓરિએન્ટલ સીરીઝમાં છપાતા, સોમપ્રભાચાર્ય રચિત કુમારપાલ પ્રતિબોધની પ્રસ્તાવના જોવી.

પરિણામે ધીરે ધીરે જૈન ધર્મ પણ બૌદ્ધ ધર્મની માફક નિર્વાણ દશાને પ્રાપ્ત થશે કે શું એવો ભય કેટલાક વિદ્વાન્ અને વિચારવાન્ યતિવર્ગને ઉત્પન્ન થયો અને તેમણે પોતાની નિર્બળતાનો ત્યાગ કરી શુદ્ધ જૈનાચારનો સ્વીકાર કર્યો. આ લેખમાં વર્ણવેલા વાદી-દેવસૂરિનો યતિસમૂહ પણ તેવોજ શુદ્ધાચારી હતો. જેમ જેમ આવા શુદ્ધાચારીયોની સંખ્યા વધતી ગઈ, અને તેઓ ચૈત્યવાસિયોની શિથિલતા-આચારહીનતાનો પ્રકટપણે વિરોધ કરતા ગયા તેમ તેમ બંને વર્ગોમાં પરસ્પર ભેદભાવની વૃદ્ધિ થવા લાગી અને પરિણામે વાદ-વિવાદની વૃદ્ધિ થઈ શત્રુભાવ જણાવા લાગ્યો. ચૈત્યવાસિયો કે જેમની સંખ્યા અને સમાજમાં લાગવગ ઘણી પ્રબળ હતી તેઓ, આ નવીન ઉત્પન્ન થએલા વિરોધી વર્ગનો દરેક રીતે બહિષ્કાર કરતા-કરાવતા, પોતાની સત્તા નીચે રહેલા જૈન મંદિરોમાં તેમને પ્રવેશતા અટકાવતા અને વધારે જોર ચાલતું ત્યાં ગામમાં પણ રહેવા માટે કનડતા. સિદ્ધરાજ અને કુમારપાલના રાજ્યકાલમાં આ સ્થિતિમાં ઘણોક ફેરફાર થઇ ગયો હતો, તો પણ કેટલાક જૂના અને પ્રધાન મંદિરોમાં હજી પણ તેવી જ સ્થિતિ ચાલતી હતી. આજ કારણને લઈને કુમારપાલે પોતાના બંધાવેલા આ જાવાલિપુરના 'કુંવર વિહાર' નામના મંદિરને શુદ્ધાચારી દેવાચાર્યના સમુદાયને સમર્પણ કર્યું હોય તેમ જણાય છે, કે જેથી વીતરાગભાવ પ્રાપ્ત કરવા-કરાવા માટે બંધાયેલા એ દેવસ્થાનનો બીજાં મંદિરોની માફક જાગીર તરીકે ઉપભોગ ન થાય અને તે દ્વારા આચારહીનતાને ઉત્તેજન ન મળે. ભાવુક યતિવર્ગને, ચૈત્યવાસિયોની સત્તા નીચે રહેલા મંદિરોમાં દેવદર્શન જવા માટે જે હરકતો અને કનડગતો થતી, તે દૂર કરવા માટે, તે વખતે નવીન ચૈત્યો ઠેકાણે ઠેકાણે તૈયાર થતા હતા, અને તેમને 'વિધિચૈત્ય' કહેવામાં આવતાં હતાં. આ લેખમાં વર્ણવેલું 'કુમારવિહાર' ચૈત્ય પણ તેમાનું જ એક ગણાવું જોઇએ.

લેખના બીજા ભાગમાં જણાવેલો ભાં. પાસૂનો પુત્ર ભાં. યશોવીર, તે વખતે જાલોરના જૈન સમાજનો એક મુખ્ય શ્રીમાન અને રાજમાન્ય

શહેરી હોય તેમ જણાય છે. તેણે એક યુગાદિદેવ ( આદિનાથ )નું ચૈત્ય બંધાવ્યું હતું અને તેના યાત્રોત્સવ નિમિત્તે ખેલવા માટે, ઉપર્યુકત વાદિ દેવસૂરિના પ્રશિષ્ય અને જયપ્રભસૂરિના શિષ્ય કવિ રામભદ્રે प्रबुद्ध रौहिणेय નામના એક સુન્દર નાટકની રચના કરી હતી. એ નાટકની શરૂઆતમાં ( નાંદી બાદ, પારિપાર્શ્વના પ્રવેશ થયા પછી ) સૂત્રાધારના મ્હોંઢેથી, રામભદ્ર યશોવીરની નીચે આપ્યા પ્રમાણે પ્રશંસા કરાવે છે—

सूत्राधार—श्री चाहमानासमानलक्ष्मीपतिपृथुलवक्षस्थलकौस्तुभायमाननिरुपमानगुणगणप्रकर्षौ श्री जैनशासनसमभ्युन्नतिविहितासपत्नप्रयत्नोत्कर्षौ प्रोद्दामदानवैभवोद्धविष्णुकीर्त्तिकेतकीप्रबलपरिमलोल्लासवासिताशेषदिगन्तरालौ किं वेत्सि श्रीमद्यशोवीर-श्रीअजयपालौ ?

यौ मालतीविचकिलोज्ज्वलपुष्पदन्तौ<br>
श्रीपार्श्वचन्द्रकुलपुस्करपुष्पदन्तौ ।<br>
राजप्रियौ सततसर्वजनीनचित्तौ<br>
कस्तौ न वेत्ति भुवनाद्भुतवृत्तचित्तौ ॥

આ અવતરણ ઉપરથી જણાય છે કે યશોવીરને તેના જેવોજ ગુણવાન્ અજયપાલ નામે લઘુ ભાઇ પણ હતો. આ બંને ભાઈયો પોતાના રાજ્યકર્તા ચાહુમાન ( જે આ લેખમાં જણાવ્યા પ્રમાણે સમરસિંહદેવ નામે હતો ) ના અત્યંત પ્રીતિપાત્ર, સર્વજનના હિતચિંતક, જૈન ધર્મની ઉન્નતિના અભિલાષી અને મ્હોટા દાનેશ્વરી હતા.

આ પ્રસ્તુત લેખ સંગ્રહમાંથી, જાલોર નિવાસી અને લગભગ સમકાલીન જ એવા ત્રણ નામાંક્તિ યશોવીર મળી આવે છે જે એક ખાસ નોંધ લેવા લાયક બાબત લાગે છે. આ ત્રણમાંથી, એક તો આ લેખની ઉપર આવેલા લેખ ( નં. ૩૫૧ ) માં જણાવેલો શ્રી માલવંશ વિભૂષણ સેઠ યશોદેવનો પુત્ર યશોવીર, બીજો આ ચાલુ લેખમાં

જણાવેલો ભાં. પાસૂનો પુત્ર યશોવીર, અને ત્રીજો લેખ નં. ૧૦૮–૯ આદિમાં જણાવેલો મંત્રી ઉદયસિંહનો પુત્ર અને 'કવિબંન્ધુ' ની પદવી ધરાવનાર મંત્રી યશોવીર. જેમાં આ છેલ્લો તો ઘણું કરીને, આ લેખમાં જણાવેલા ચાહુમાન રાજા સમરસિંહની ગાદિએ આવનાર ઉદયસિંહનો મંત્રી હતો અને ગુર્જર મહામાત્ય વસ્તુપાલનો ખાસ મિત્ર હતો.

( ૩૫૩ )

આ લેખ પણ એજ તોપખાનાની પશ્ચિમ બાજુએ આવેલી પરસાળના એક સ્તંભ ઉપર કોતરેલો મળી આવ્યો છે. શ્રીયુત ડી. આર. ભાંડારકર આનું વર્ણન આ પ્રમાણે આપે છે. *

આ લેખ ૨૭ પંક્તિમાં લખાએલો છે. તેની પહોળાઈ ૪$\frac{3}{4}$" તથા લાંબાઇ ૧' ૮" છે. લીપી નાગરી છે. ख ને બદલે ष ખોદેલો છે. આખો લેખ ગદ્યમાં છે. ઘણાં ઠેકાણે व ને બદલે ब વાપર્યો છે અને र પછી આવેલા અક્ષરને બેવડો કર્યો છે. જેમકે सुवर्णगिरौ ( પં. ૩ ) બે શબ્દો ધ્યાન ખેંચે તેવા છેઃ એકતો 'નિશ્રાનિક્ષેપહટ્ટ' ( પં. ૨૨–૨૩ ) જેનો અર્થ નક્કી થાય તેમ નથી; અને બીજો શબ્દ 'ભાટક' ( પં. ૨૪ ) જેનો અર્થ અહીં 'ભાડું' થતો હોય એમ લાગે છે. 'નિશ્રાનિક્ષેપ' નો અર્થ અમારા મત પ્રમાણે નીચે મુજબ હશે; 'હટ્ટ' નો અર્થ 'બજારમાં આવેલું મકાન' હોવો જોઇએ; 'નિશ્રા' એટલે 'નિસાર' જેનો અર્થ મારવાડમાં 'પરગામ જતો માલ–માલની નિકાસ' થાય છે. તેમજ પરગામથી આવતા માલને તેઓ 'પસાર' કહે છે. તેથી હવે એવો અર્થ કરી શકાય કે 'બજારનો એક ભાગ કે જ્યાં બહારગામ જતા માલનો જથ્થો કરવામાં આવે.'

લેખની મિતિ પ્રારંભમા આપ્યા પ્રમાણે 'સંવત્ ૧૩૫૩ ના વૈશાખ વદિ ૫ ને સોમવાર' છે. તેના પછી સુવર્ણગિરિમાં રાજ્યકરતા મહારાજ કુલ સામંતસિંહ તથા તેમના ચરણકમલની સેવા

* એપિગ્રાફિઆ ઇન્ડિકા. પુ. ૧૧. પૃ૦ ૬૦.

કરતા અને 'રાજ્યધુરા' ને ધારણ કરતા કાન્હડદેવનું નામ આપ્યું છે. સુવર્ણગિરિ એ ઉપરના લેખમાં જણાવેલો કનકાચલ જ છે અને તે જાલોરની કિલ્લાની ટેકરીનું નામ છે તે પ્રસિદ્ધ જ છે. કાન્હડદેવ તે સામંતસિંહનો પુત્ર હતો. [ અને જાલોરનો છેલ્લો સ્વતંત્ર રજપૂત રાજા હતો. સુલ્તાન અલ્લાઉદ્દીન ખીલજીએ સંવત્ ૧૩૬૬ વા ૬૮ માં જાલોર ઉપર ચઢાઈ કરી તેમાં આ અને એનો પુત્ર વીરમદેવ બંને માર્યા ગયા અને એની સાથે જાલોરના ચૌહાણ રાજ્યની પણ સમાપ્તિ થઇ. પદ્મનાભ કવિનો રચેલો 'કાન્હડદે પ્રબંધ' નામનો જે ગુજરાતી રાસો રા. રા. શ્રી ડાહ્યાભાઇ પી. દેરાસરિએ વિદ્વત્તા ભરેલી સુંદર રીતે છપાવીને પ્રકટ કર્યો છે તેમાં આના સંબંધી સવિસ્તર હકીકત આપેલી છે.—સંગ્રાહક. ]

કોઈક નરપતિ નામના ગ્રહસ્થે પોતાની સ્ત્રી નાયકદેવીના પુણ્યાર્થે, બજારમાં આવેલું પોતાનું મકાન કે જેમાં પરગામ જતા માલનો સંગ્રહ કરવામાં આવતો હતો તે ધર્મદાય તરીકે ભેટ આપ્યું, અને તેનું જે ભાડું આવે તેનાથી દર વર્ષે પાર્શ્વનાથના દેવાલયમાં, તેના ગોષ્ઠિકો ( શ્રાવકો ) એ પંચમીનો બલિ કરવો ' [ બલિ એટલે પૂજા આદિ ભણાવવામાં આવે તે; ] એ બાબત જણાવવા માટે આ લેખ કરવામાં આવ્યો છે. આ ભેટ આપવામાં, ભેટકર્તાના કુટુંબીઓ તથા સુવર્ણગિરિમાં જ રહેતો કોઇક સંઘપતિ ગુણધર પણ તેનો સાથી હતો. લેખમાં ભેટકર્તાના કુટુંબીઓનાં નામો અને વંશવૃક્ષ પણ આપ્યું છે. ઠાકુર આમ્બડનો પુત્ર ઠાકુર જસ અને તેનો પુત્ર સોની મહણસીંહ એ નરપતિનો પિતા થાય. મહણસીંહને બે પત્નિઓ હતી. ( ૧ ) માલ્હણિ અને ( ૨ ) તિહુણા. પહેલી પત્નીથી તેને રત્નસીંહ, ણાખો, માલ્હણ અને ગજસીંહ નામે પુત્રો થયા; અને બીજી થી નરપતિ, જયતા અને વિજયપાલ પુત્રો થયા. આ બધા પુત્રો 'સોની' ના ઉપનામથી ઓળખાતા હતા. નરપતિને બે સ્ત્રીયો હતીઃ ( ૧ ) નાયકદેવી, ને ( ૨ ) જાલ્હણદેવી. પહેલી સ્ત્રીથી થએલા

પુત્રોનાં જ આ ઠેકાણે નામો આપ્યાં છે. તે આ પ્રમાણે–લખમીધર, ભુવણપાલ અને સુહડપાલ. આ ઉપરથી તેમજ આ લેખ નાયકદેવીના જ સ્મરણાર્થે કોતરાવેલો હોવાથી, એમ સૂચિત થાય છે કે આ દાન કરતી વેળા નાયકદેવી મૃત્યુ પામી હતી અને તેના બદલે નરપતિ જાલ્હણદેવીને નવી જ પરણ્યો હતો અને તે વખતે તેનાથી તેને કોઇ પુત્ર થયો ન હતો. તેથી આ ભેટ વખતે તેની બીજી સ્ત્રી તથા પહેલી-ના પુત્રોએ સાથ આપ્યો હતો.

જાણવા જેવી બાબત એ છે કે નરપતિ અને તેના ભાઇઓ વિગેરે 'સોની' કહેવાતા હતા. 'સોની' નો અર્થ આ ઠેકાણે 'ઘરેણાં ઘડનાર' થઇ શકે નહિ. કારણ કે તેના પિતા અને પિતામહને ઠાકુર કહ્યા છે. મારવાડમાં ઓસવાલ, સરાવગી અને મહેસરી એવી વાણિયાઓની ત્રણ પ્રસિદ્ધ જ્ઞાતિઓમાં આ 'સોની' નામની 'અડક' વાળી એક પ્રખ્યાત જાત મળી આવે છે. મહેસરી જૈન નહિ હોવાને લીધે તેમને અહિં ઉલ્લેખવાની આપણને જરૂર નથી. જો કે સરાવગી જૈનો છે છતાં મારવાડના દક્ષિણ ભાગમાં તેઓ મળી આવતા નથી. આથી એમ જણાય છે કે નરપતિ વિગેરે ઓસવાલ સોની હશે. એમ કહેવાય છે કે મહેસરીઓની મૂળ જાત (નખ) 'સોનીગરા' હતી. જેમ એ શબ્દ મહેસરીને લાગુ પડે છે તેમ બીજા સોનીઓને પણ લાગુ પડે છે જ. એમ પણ હોઇ શકવા સંભવ છે કે–મુસલમાનોના ત્રાસથી કેટલાક રજપુતો જૈન બનીને વાણિયામાં ભળી ગયા છે તેમાંથી જ કોઇક જાતનું નામ 'સોનીગરા' હશે. ચોહાણની એક જાતિનું નામ પણ સોનીગરા છે અને તેવું નામ જાલોરના આ કિલ્લા સુવર્ણગિરિ (સોનાગિરિ) ઉપર વસવાથી જ પડયું છે. જો કે અત્યારે તો આ લેખવાળો સ્તંભ 'તોપખાના' માં આવેલો છે પરંતુ પ્રથમ તે કિલ્લા ઉપરના કોઇક મંદિરમાં આવેલો હોવો જોઇએ. નરપતિ જો કે ઓસ-વાલ સોની હશે પરંતુ મૂળ તે સોનીગરા (ચૌહાણ) હશે. મહણ-સીંહ જ પ્રથમ ઓસવાલ થયો હશે કારણ કે તેને જ 'સોની'

લખવામાં આવ્યો છે. તેના પિતા અને પિતામહ ઠાકુર તરીકે લખાયા છે તેથી તેઓ રજપુત જ હશે.

( ૩૫૪ થી ૩૫૯ )

આ નંબરો નીચે આપેલા લેખો જાલોરના કિલ્લામાં વર્તમાનમાં જે જૈનમંદિરો વિદ્યમાન છે તેમની અંદર રહેલી પ્રતિમાઓ ઉપર કોતરેલા છે. બધા લેખો સં. ૧૬૮૧ થી ૮૪ સુધીના છે, અને તપાગચ્છના આચાર્ય વિજયદેવસૂરિના આદેશ-ઉપદેશથી એ મંદિરોની પ્રતિષ્ઠા વિગેરે થઇ હોય એમ એ લેખો ઉપરથી જણાય છે. આ મંદિરો અને લેખો સંબંધી થોડુંક વર્ણન શ્રી ડી. આર. ભાંડારકર નીચે પ્રમાણે આપે છે. *

જાલોરનો કિલ્લો લગભગ ૮૦૦ યાર્ડ લાંબો અને ૪૦૦ યાર્ડ પહોળો છે. આગળ પાછળના મેદાનથી ૧૨૦૦ ફીટ લાંબી એવી એક ટેકરી ઉપર તે આવેલો છે. ત્યાંથી આખું શહેર દેખાય છે અને ટેકરીના ઉત્તર તરફના ઢોળાવ ઉપર આ ગામ વસેલું છે. આ ગઢને ૪ દ્વારો છેઃ--સૂરજપોળ, ધુપોળ, ચાંદપોળ અને લોહુપોળ. ગઢ ઉપર જાણુવા જેવા લાયક ફકત બે જૈનમંદિરો અને એક કબર છે. એક જૈન દેવાલય ચૌમુખ છે અને તેને બે માળ છે. પ્રથમ માળમાં આદિનાથ, સુપાર્શ્વનાથ, અજિતનાથ અને શ્રેયાંસદેવ એમ ચારે બાજુ ચાર જિનની પ્રતિમાઓ પ્રસ્થાપિત છે. આ પ્રતિમાઓ ઉપર લેખો કોતરેલા છે અને તેમાં પણ ઉપર પ્રમાણે નામો આપેલાં છે. બીજા માળ ઉપરની ફકત ત્રણ પ્રતિમાઓ ઉપર લેખો છે જેમનાથી જણાય છે કે તે મૂર્તિઓ સુવિધિનાથ, અરનાથ અને સંભવનાથની છે. આ સર્વ પ્રતિમાઓ વિ. સં. ૧૬૮૩ માં જયમલ્લ તથા તેની સ્ત્રિયો સરૂપદે અને સોહાગદે બેસાડેલી છે.

પશ્ચિમના દ્વાર આગળ ખૂંણામાં એક મનુષ્ય પ્રમાણ મૂર્તિ સ્થાપિત છે જે કુંથુનાથતીર્થંકરની છે. તેના ઉપરના લેખની મિતિ ' સં-

* આર્કિઓલૉજીકલ વેસ્ટર્નસર્કલ, પ્રોગ્રેસ રીપોર્ટ, સન ૧૯૦૬.

વત્ ૧૬૮૪ વર્ષે માઘ સુદી ૧૦ સોમે ' છે. આ પ્રતિમા મેડતા (શહેર) ના એક ઓસવાલ નામે સામીદાસે કરાવી અને વિજય-દેવસૂરિના હાથે તેની સ્થાપના થઇ, એમ એ લેખમાં જણાવ્યું છે.

બીજા જૈનમંદિરમાં ત્રણ તીર્થંકરાની મ્હોટી મૂર્તિઓ છે. દરેક ઉપર લાંબો લેખ કોતરેલો છે જે વાંચતા જણાય છે કે મધ્યસ્થિત મૂર્તિ મહાવીરની છે અને તેની જમણી બાજુએ ચંદ્રપ્રભની તથા ડાબી બાજુએ કુંથુનાથની છે. આ પ્રતિમાઓ વૃદ્ધશાખાના અને મુણો-ત્રગોત્રના એક ઓસવાલ નામે જયમલ્લજીએ કરાવી હતી. આ લેખો-ની મિતિ 'સંવત્ ૧૬૮૧ વર્ષે પ્રથચૈત્ર વદિ ૫ ગુરૂવાર ' ની છે, અને તે રાઠોડવંશીય સૂરસિંહજીના ઉત્તરાધિકારી મહારાજા શ્રી ગજ-સિંહજીના રાજ્યસમયમાં થએલા છે. નાડોલવાળી મ્હારી વિગતમાં જણાવ્યા પ્રમાણે ગજસિંહ તે રાજા સૂરનો પુત્ર તથા વારસ અને જોધ-પુરનો રાજા હતો. આ જયમલ્લજી તે સાહજેસા અને તેની સ્ત્રી નામે જયવંતદેનો પુત્ર હતો. તેને બે સ્ત્રીયો હતીઃ–સરૂપદે અને સોહાગદે. પહેલી સ્ત્રીથી તેને નૈણસી, સુંદરદાસ અને આસકર્ણ નામે પુત્રો થયા. બીજી સ્ત્રીથી જયમલ્લ થયો. આ પુત્રોમાંથી નૈણસી ઘણો જ પ્રખ્યાત થયો. મારવાડનો સૌથી વિશેષ પ્રખ્યાત ઇતિહાસ જે માત્ર મારવાડ માટે જ નહિ પણ મેવાડ તથા રાજપુતાનાનાં બીજાં રાજ્યો માટે પણ ઘણો ઉપયોગી છે, તે ઈતિહાસ તેણે રચ્યો છે. તેનું નામ " મૂતાં નૈણસીજીરી ખ્યાત " છે. લેખોના આગળના ભાગમાં જણાવેલું છે કે–આ મૂર્તિઓ તેણે પોતાના ભાઈ જયરાજ તથા પુત્ર–પૌત્રોના શ્રેયાર્થે, સુવર્ણગિરિના મ્હોટા ગઢ ઉપર આવેલા કુમારવિહાર નામે મહાવીરના મંદિરમાં સ્થાપન કરી હતી, જેમને વિજયદેવ સૂરિની આજ્ઞાથી પંડિત જયસાગર ગણિએ પ્રતિષ્ઠિત કરી. ગૂઢમં-ડપમાં બે બાજુએ બે દેવગૃહો છે જેમાંના એકમાં સંવત્ ૧૮૬૩ વર્ષે આષાઢ વદિ ૪ ગુરૌ ' ને દિવસે જયમલ્લજીએ ધર્મનાથની પ્રતિમા બેસાડી. બીજા દેવગૃહની મૂર્તિ ઉપર પણ એજ મિતિનો લેખ છે. પરંતુ તેમાં તેના સ્થાપકનું નામ આપેલું નથી.

આ દેવાલયનો જે જૂનો ભાગ છે તે માત્ર બહારની ભીંતો રૂપે છે. તે ભીંતો સોલંકી વખતની છે. અને લેખોમાં જણાવ્યા પ્રમાણે કુમારપાલની કરાવેલી હોવી જોઇએ. ઉપર જોયા પ્રમાણે 'તોપખાના' ના એક લેખમાં* પણ કુમારપાલના દેવાલય વિષે ઉલ્લેખ છે. જે આજ દેવાલય હોવું જોઇએ. તે લેખમાં લખ્યા મુજબ, તે વખતે આ દેવાલય મૂળ પાર્શ્વનાથના નામનું હતું. પાછળથી એ દેવાલયનો નાશ કરવામાં આવ્યો અને આની સામગ્રીવડે નીચેની કબર બાંધવામાં આવી. પાછળથી આ જયમલ્લજીએ એનો પુનરૂદ્ધાર કર્યો અને મૂળનાયક તરીકે મહાવીરની મૂર્તિ સ્થાપન કરી.

(૩૬૦)

જાલોર ગામની બહાર સંડેલાવ નામનું એક મ્હોટું તલાવ છે. અને જેનું પાણી આખું ગામ પીએ છે, તેના કિનારે ચામુંડામાતાનું એક મંદિર આવેલું છે. આ મંદિરને લગતીજ એક ઝુંપડી છે અને તેમાં એક મૂર્તિ છે જેને ત્યાંના લોકો 'ચોસઠ જોગિણી' કહે છે, તેના ઉપર આ નંબરવાળો લેખ કોતરેલો છે. લેખમાં જણાવ્યું છે કે, સંવત ૧૧૯૫ ના વૈશાખ વદિ ૧ ને શનિવારના દિવસે જાવાલિપુરના ચૈત્યમાં કોઈ વીરક પુત્રે સુવિધિનાથના ખત્તકનું દ્વાર ધર્માર્થે કરાવી આપ્યું. આ કાર્યમાં તેને તેની સ્ત્રી નામે જિનમતિએ પ્રોત્સાહન આપ્યું હતું. આ ઉપરથી જણાય છે કે તે એક જૈન મૂર્તિ છે, પરંતુ શ્રી ભાંડારકરના લખવા પ્રમાણે હાલમાં હિંદુઓ 'ચોસઠ જોગિણી' ના નામે તેની પૂજા કરે છે.

(૩૬૧)

આ લેખ, 'તોપખાના'માંજ એક ઠેકાણે કોતરેલો મળી આવ્યો છે. સં. ૧૨૯૪ માં, શ્રીમાલી જાતિના કોઈ વીજાક નામના શ્રાવકે પોતાના પિતા ઝાંપાના શ્રેયાર્થે જાવાલિપુરના શ્રી મહાવીર ચૈત્યમાં કરોટિ (?) કરાવી, એવી હકીકત્ત આપેલી છે.

---

* જુઓ, લેખ નંબર ૩૫૨ અને તેનું અવલોકન.

( ૩૬૨ )

આ લેખ માટે, મી. ભાંડારકરે નીચે પ્રમાણે નોંધ આપી છે—

ઝનાના ગેલેરીનો એક લેખ જેની મિતિ 'સાવત્ ૧૩૨૦ વર્ષે માઘ સુદિ ૧ સોમે' છે, તેમાં એવું લખાએલું છે કે, નાણુકગચ્છને અંગે આવેલા ચંદનવિહાર નામના દેવાલયના મહાવીર દેવની પૂજા માટે, ક્ષિમ્બંરાયેશ્વરના દેવાલયના મુખ્ય પૂજક ભટ્ટારક રાવલ લક્ષ્મીધરે ૧૦૦ દ્રમ્મની બક્ષીસ કરી.

( ૩૬૩ )

આ લેખ પણ ઝનાના ગેલેરીમાં આવેલો છે. એની મિતિ સં. '૧૩૨૩ વર્ષે માર્ગશીર્ષ સુદિ ૫ બુધે' છે અને તે ચાહમાન રાજા ચાચિગદેવના વખતનો છે. તેમાં એમ કહેવામાં આવ્યું છે કે નરપતિ નામે તેલિયા ઓસવાલે ચંદનવિહારના મહાવીરના ભંડારમાં ૫૦ દ્રમ્મ આપ્યા. તેનો વ્યાજ, જે અર્ધો દ્રમ્મ થાય છે, તેના વડે દર માસે, એ નરપતિએજ કરાવેલી જિનયુગલની પ્રતિમાની પૂજા ભણાવવાનું ઠરાવવામાં આવ્યું છે. એ ચંદનવિહારના મુખ્ય અધિષ્ઠાતા તે નાણુકગચ્છના ધનેશ્વરસૂરિ હતા.

## નાડોલના લેખો.

ગોડવાડ પ્રાંતમાં નાડોલ પણ એક પ્રસિદ્ધ સ્થાન ગણાય છે અને મારવાડનાં પંચતીર્થીમાંનું તે એક તીર્થ સ્થાન મનાય છે. જૂના સમયમાં તે ચૌહાણોનું પાટનગર હતું. એ ગામમાં પદ્મ પ્રભુના નામનું એક મંદિર ઘણુંજ વિશાલ, ભવ્ય અને જોવા લાયક છે.

( ૩૬૪-૬૫ )

એ મંદિરના ગૂઢમંડપમાં બે બાજુએ નેમિનાથ અને શાંતિનાથની કાયોત્સર્ગસ્થ બે પ્રતિમાઓ છે તેમના ઉપર આ લેખો કોતરેલા છે. લેખોની મિતિ સં. ૧૨૧૫ વૈશાખ શુદિ ૧૦ ભૌમવારની છે. વીસાડા

નામના સ્થાનમાં આવેલા મહાવીર દેવના ચૈત્યમાં, દેમ્હાજ, ધરણુ, જસચંદ્ર, જસદેવ, જસધવલ અને જસપાલ નામના શ્રાવકોએ આ પ્રતિમાઓ બનાવીને બૃહદ્ગચ્છના આચાર્ય મુનિચંદ્રસૂરિના પ્રશિષ્ય, દેવસૂરિના શિષ્ય પદ્મચંદ્ર ગણિના હાથે પ્રતિષ્ઠિત કરાવી, એમ આ લેખનો ભાવાર્થ છે. આ લેખમાં પતિષ્ઠાતાના નામ સાથે 'પાણિનીય' શબ્દ લગાડવામાં આવ્યો છે તેથી જણાય છે કે-તેઓ પાણિની રચિત વ્યાકરણુ શાસ્ત્રના મ્હોટા અભ્યાસી હશે. મૂળ આ પ્રતિમાઓ વીસાડા નામના સ્થાનમાં બેસાડેલી હતી એમ લેખ કહે છે તેથી જણાય છે કે પાછળથી કોઇ વખતે આ મંદિરમાં તેમને આણુવામાં આવી છે.

( ૩૬૬-૬૭ )

આ બંને લેખો, એજ મંદિરના મૂળ ગભારામાં મુખ્ય વેદિ ઉપર જે ત્રણુ પ્રતિમાઓ પ્રતિષ્ઠિત છે તેમાંની બે ઉપર કોતરેલા જોવામાં આવે છે. ૩૬૭ નંબર વાળો લેખ, મધ્યસ્થાને વિરાજિત મૂલ નાયક પદ્મપ્રભુની પ્રતિમા ઉપરનો છે. લેખોક્ત હકીકત આ પ્રમાણે છેઃ—

સં. ૧૬૮૬ ના પ્રથમ આષાઢ માસની વદી ૫ શુક્રવારના દિવસે, મહારાજાધિરાજ ગજસિંહનો રાજ્ય કારભાર ચલાવનાર મંત્રી જયમલ્લજીએ આ પ્રતિમાઓ બનાવી અને તપાગચ્છના આચાર્ય હીરવિજયસૂરિના ગાદીધર આચાર્ય વિજયસેનસૂરિના શિષ્ય અને જહાંગીર બાદશાહે જેમને 'મહાતપા' નું બિરૂદ આપ્યું હતું, તે શ્રી વિજયદેવસૂરિએ, પોતાના પટ્ટધર આચાર્ય વિજયસિંહ આદિ શિષ્ય પરિવાર સાથે, તે મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી. આ પ્રતિષ્ઠા કાર્ય જાલોરમાં થયું હતું. ત્યાંથી એ મૂર્તિઓ લાવીને નાડોલના આ રાયવિહાર નામના મંદિરમાં, રાણા જગતસિંહજીના રાજ્ય વખતે સ્થાપન કરવામાં આવી.

ગોડવાડ પ્રાંત કે જેમાં આ નાડેલ, નાડલાઇ વિગેરે જૈનતીર્થ સ્થાનો આવેલાં છે તે, પહેલાં મેવાડ રાજ્યના તાબામાં હતો અને

તેથીજ આ લેખોમાં મેવાડના રાણા જગત્સિંહના રાજ્યનું નામ આપવામાં આવ્યું છે. પ્રતિષ્ઠા કરાવનાર મં. જયમલ્લજી મારવાડ રાજ્યનો મંત્રી અને જોધપુરનો રહેવાસી હતો. હાલમાં તો તે પ્રાંત પણ મારવાડ રાજ્યના તાબામાં જ છે. ઉપર જાલોરવાળા નં. ૩૫૪ આદિ લેખોમાં જણાવેલો સા. જયમલ્લજી અને આ મંત્રી જયમલ્લ બંને એક જ છે.

( ૩૬૮ )

આ લેખ પણ ઉકત મંદિરમાંજ આવેલી એક પ્રતિમા ઉપર લખેલો મળી આવ્યો છે. ભાવાર્થ:—

સં. ૧૪૮૫ ના વૈશાખ શુદિ ૩ બુધવારના દિવસે પ્રાગ્વાટ ( પોરવાડ ) જાતિના દોસી મુલાનામના શ્રાવકે પોતાના પિતા દો. મહિપાના શ્રેયાર્થે સુવિધિનાથનું આ બિંબ કરાવ્યું જેની પ્રતિષ્ઠા તપાગચ્છના સોમસુંદરસૂરિએ કરી.

( ૩૬૯ )

આ લેખની હકીકત શ્રીભાંડારકરે આ પ્રમાણે આપી છે [1]:—

દેસુરીથી ઇશાન કોણમાં ૧૫ માઇલ દૂર આવેલા કોટ સોલંકીયા નામના ગામમાંથી આ લેખ હસ્તગત થયો છે. જીર્ણ થઇ ગએલા એક જૈન મંદિરના સ્તંભ ઉપર આ લેખ કોતરેલો છે. જોધપુરના મુન્સફ મુન્સી દેવીપ્રસાદે આપેલી બે અંકૃતિઓ ઉપરથી આ લેખ છાપવામાં આવ્યો છે.

આ લેખ આઠ પંકિતનો છે અને ૧૧" પહોળો ૫½" લાંબો છે. લિપિ નાગરી છે અને ભાષા સંસ્કૃત છે. તથા છેલ્લા એક પદ્ય સિવાય આખો લેખ ગદ્યમાં છે. ધ્યાનમાં લેવા લાયક બાબત એ છે કે आचन्द्रार्क्क ( પં. ૬ ) માં ર્ પછીનો વ્યંજન બેવડાએલો છે.

---

૧ એપિગ્રાફિઆ ઇન્ડિકા પુ. ૧૧, પૃ. ૬૨.

આ લેખની મિતિ '૧૩૯૪ ચૈત્ર શુદિ ૧૩ શુક્રવાર' છે. અને તે મહારાજાધિરાજ શ્રીવણુવીર દેવના રાજ્ય વખતે લખેલો છે. આગળ જણાવવામાં આવ્યું છે કે આસલપુરમાં આવેલા પાર્શ્વનાથ-દેવના મંદિરની ધ્વજા ચઢાવવાના વખતે, રાઉત માલ્હણના વંશમાં ઉત્પન્ન થએલા રાઉત સોમાના પૌત્ર અને રાઉત બાંબી અને તેની સ્ત્રી જાખલદેવિના પુત્ર રાઉત મૂલરાજે, રાઉત બાલા, રાઉતહાથા તથા કુમર લૂંભા અને નીબાની સમક્ષ, પોતાના માતાપિતાના પુણ્યાર્થે વાડી સહિત એક ઢિકુઆઉ બક્ષીસ કર્યું.

ઢિકુઆઉ અરહટ્ટ વાળા કુવાને કહેવામાં આવે છે. કોટસોલંકિ-આના એક બીજા લેખમાં પણ આસલપુરનું નામ આપેલું છે તેથી જણાય છે કે તે આ સ્થળનું પુરાતન નામ હશે.

( ૩૭૦ )

આ લેખ પણ ઉપર્યુક્ત મંદિરમાંથીજ મળી આવ્યો છે. શ્રી ભાંડારકરે પોતાના હાથની લખેલી જે નકલ મને મોકલી આપી હતી તેના ઉપરથી આ છપાવવામાં આવ્યો છે. લેખોક્ત હકીકત આ પ્રમાણે છેઃ—

સં. ૧૪૭૫ ના આષાઢ સુદિ ૩ અને સોમવારના દિવસે આસલપુર કિલ્લામાંના પાર્શ્વનાથના મંદિરના બાલાણા [1]મંડપનો જીર્ણોદ્ધાર, ઉપકેશવંશના લિગાગોત્રવાળા........એ પોતાના આત્માના પુણ્યાર્થે કરાવ્યો. આ કાર્યમાં સકળ સંઘ અને માંડણ ઠાકુર સાક્ષીભૂત છે. આ વખતે રાણા લાષા ( ખા ) રાજ્ય કરતો હતો અને ઠાકુર માંડણ પ્રધાનપણું કરતો હતો.

લેખમાં, ઉદ્ધારકર્તાએ પોતાની વંશાવળી અને કુટુંબના મનુષ્યોનાં નામો આપ્યાં છે પરંતુ કર્તૃકારક સૂચક વિભક્તિનો પ્રત્યય છેવટે

---

૧ 'બાલાણા' શબ્દ માટે જુઓ પૃષ્ટ ૧૦૩ માં 'બલાનક' શબ્દ ઉપર આપેલી નોંધ. બલાનક એ બાલાણાનુંજ સંસ્કૃત રૂપ છે.

માત્ર ' સહિત ' શબ્દની સાથે જ જોડેલો હોવાથી આ નામોમાંથી ઉદ્ધારકર્તા કોણ છે તે નિર્ણિત થતું નથી.

( ૩૭૧ )

આ લેખનું વર્ણન શ્રી ભાંડારકર નીચે પ્રમાણે આપે છે:[1]—

આ લેખ જુના અથવા જુના બાહડમેરમાંથી પ્રાપ્ત થયો છે. આ ગામ જોધપુર સ્ટેટના મલ્લાણી પ્રાંતમાં આવેલું છે અને મુખ્ય શહેર બાહડમેરથી વાયવ્ય કોણમાં બાર માઇલ છેટે છે. ત્યાંના એક જૈન મંદિર કે જે હાલમાં જીર્ણ અવસ્થામાં છે તેના દરવાજાના એક સ્તંભ ઉપર આ લેખ કોતરેલો છે. તે ૧૦ પંક્તિમાં લખાએલો છે અને ૧૧½" પહોળો તથા ૭¾" લાંબો છે. લિપિ નાગરી અને ભાષા સંસ્કૃત છે. અંતમાં આપેલા આશીર્વાદાત્મક પદ્ય સિવાય બાકીનો બધો ભાગ ગદ્યમાં આપેલો છે. એમાં બ અને વ ને બદલે એકલો વ જ વાપરેલો છે. ત્રીજી પંક્તિમાં શ્રી શબ્દની પછી ૨ ( બેનો અંક ) મૂકેલો છે જે માત્ર ' શ્રી ' શબ્દનું પુનરાવર્તન ( બે વાર વાંચવાનું ) સૂચવે છે. અજ્ઞાત શબ્દોમાં માત્ર બે છે; એક ' પાઈલા ' અને બીજો ' ભીમ પ્રિય વિંશોપક ' ( પં. ૭ ) ' પાઈલા ' અને ' વિંશોપક ' આગળ સમજાવેલા છે અને ' ભીમપ્રિય ' એ એક વિંશોપક શિક્કાનું નામ છે. ત્રીજો એક શબ્દ ' લાગ ' ( પં. ૮ ) છે જેનો અર્થ ' કર=વેરો ' થાય છે.

આરંભમાં ' સંવત્ ૧૪૫૨ વૈશાખ સુદિ ૪ ' એ પ્રમાણે મિતિ આપી છે. ઉકત દિવસે મહારાજકુલ શ્રી સામંતસિંહદેવના રાજ્ય કારભારમાં જોડાએલા મંત્રી વીરાસેલ, વેલાઉલ, ભંડારી મિગલ વિગેરેએ મળીને બાહડમેરમાં આવેલા આદિનાથના દેવાલયમાં સંસ્થિત વિઘ્નમર્દન નામના ક્ષેત્રપાલ તથા ચાઉંડ ( ચામુંડ ? ) નામના દેવરાજને ભકિત પૂર્વક એક ભેટ કરી. આ ભેટમાં, દસ ઉંટ અને ૨૦ બળદો ( માલથી ભરેલા ) નું જે ટોળું બહારગામ જાય અથવા ત્યાંથી આવે તેની

[1] એપિગ્રાફિઆ ઇન્ડિકા પુ. ૧૨, પૃ૦ ૫૯.

પાસેથી એક ' પાઈલા ' કર રૂપે લેવાનો હુકમ કરવામાં આવ્યો હતો. ' પાઈલા ' ન આપે તો તેના બદલે દસ ભીમપ્રિય વિંશોપક લેવા. આ ભેટ ઉકત બંને દેવોને સરખે ભાગે વહેંચી દેવી એટલે સમાન ભાગે તેનો બંને દેવોની પૂજા યાદિ માટે ઉપયોગ કરવો. આ ' લાગો ' એટલે કર ગામના મહાજનો ( વ્યાપારિઓ ) એ સ્વીકાર કર્યો હતો.

આ લેખમાં જણાવેલું ' બાહુડમેરૂ ' તે ' બાડમેર ' જ છે પરંતુ હાલમાં બાડમેરના નામથી જે સ્થળ પ્રખ્યાત છે તે નહિ; કારણ કે તે નવીન વસેલું છે. પુરાતન બાડમેર તો તે જ છે કે જ્યાંથી આ લેખ મળી આવ્યો છે.

( ૩૭૨ )

આ લેખ, શ્રીયુત ભાંડારકરની નોટ ઉપરથી લેવામાં આવ્યો છે. એનું સ્થાન નોટ ઉપર લખેલું ન હોવાથી જાણી શકાયું નથી.

સં. ૧૫૦૮ ના વૈ. વ. ૧૩ ના દિવસે પ્રાગ્વાટ જ્ઞાતિના કોઈ સં. સાડૂલે ચતુર્વિંશતિ પ્રતિમાઓ કરાવતાં આ શીતલ નાથની પ્રતિમા કે જેના ઉપર પ્રસ્તુત લેખ કોતરેલો છે તે પણ તેણે કરાવી ( ? ). તેની પ્રતિષ્ઠા, તપાગચ્છના આચાર્ય સોમસુંદરસૂરિના પટ્ટધર રત્નશેખર-સૂરિએ કરી. લેખના પાછળના ભાગમાં શત્રુંજય, દેવકુલપાટક નગર, અર્બુદગિરિ, ચંપકમેરૂ, ચિત્રકૂટ, જાઉરનગર, કાયદ્ર, નાગહૃદ, ઓસવાલ, નાગપુર, કુંભલગઢ, દેવકુલપાટક, અને શ્રીકુંડ....વિગેરે ગામો–સ્થળોનાં નામો આપ્યાં છે અને દરેક નામની અંતે ૨ (બેનો અંક) કરેલો છે. તેનો શો હેતુ છે તે બરાબર સ્પષ્ટ થતો નથી. કદાચ એમ અનુમાન કરી શકાય કે તેણે આવી અનેક પ્રતિમાઓ કરાવી હશે જેમાંની બબ્બે ઉલ્લિખિત સ્થળે મોકલવામાં આવી હશે.

ચતુર્વિંશતિ પ્રતિમા તેને કહે છે કે જે એકજ પાષણમાં ચોવીસે તીર્થંકરની મૂર્તિઓ કોતરી કાઢેલી હોય. ધાતુની બનાવેલી આવી

મૂર્તિઓ તો પ્રાયઃ દરેક સાધારણ જૈનમંદિરમાંથી મળી આવે છે જેને લોકો ' ચોવીસી ' કહે છે.

( ૩૭૩-૭૪ )

મારવાડ રાજ્યના જાલોર અને બાલી પ્રાંતની સરહદ ઉપર એક કોરટા નામનું ગામ આવેલું છે. આ ગામ પ્રાચીન કાલમાં વધારે આબાદ હશે એમ ત્યાંના ખંડેરો વિગેરે જોતાં જણાય છે. લેખોમાં આનું નામ કોરંટક મળી આવે છે. આ ગામના નામ ઉપરથી એક ગચ્છ પણ જૂના જમાનામાં પ્રસિદ્ધ હતો. એ કોરંટક ગચ્છનું નામ આ સંગ્રહમાંના આબુ વિગેરે ઘણાક સ્થળોનાં લેખોમાં દૃષ્ટિગોચર થાય છે. હાલમાં તો એ ગામ તદ્દન ન્હાનું સરખું છે. ત્યાં આગળ ત્રણ જૈમંદિરો છે જેમાંનું એક ગામમાં છે અને બે ગામ બહાર જંગલમાં છે. ગામનું મંદિર શાંતિનાથ તીર્થંકરનું છે. તેના મંડપમાં આવેલા બે સ્તંભો ઉપર આ બંને નંબરોના લેખો કોતરેલા છે. પ્રથમના લેખમાં જણાવેલું છે કે યશશ્ચદ્ર ઉપાધ્યાયના શિષ્ય પદ્મચંદ્ર ઉપાધ્યાયે પોતાની માતા સૂરિના શ્રેયાર્થે આ સ્તંભ કરાવી આપ્યો. બીજો લેખ પણ આવીજ હકીકતવાળો છે. તેમાં કુકુભાચાર્યના શિષ્ય ભટ્ટારક થૂલભદ્રે પોતાની ચેહણી નામની માતાના પુણ્યાર્થે આ સ્તંભ કરાવી આપ્યો, એમ ઉલ્લેખ છે.

( ૩૭૫-૭૬ )

આ બે લેખો, ઉકત કોરટા ગામની બહાર આવેલા મંદિરમાંના છે જેને લોકો ઋષભદેવનું મંદિર કહે છે. એ મંદિરની અંદર બે મ્હોટી પ્રતિમાઓ છે જેમના ઉપર આ લેખો કોતરેલા છે. બંનેની મિતિ ' સંવત્ ૧૧૪૩ વૈશાખ સુદિ ૩ બૃહસ્પતિ વાર ' ની છે. આ મિતિ સિવાયનો પહેલો ભાગ પદ્ય રૂપે છે અને તે બે અનુષ્ટુભ શ્લોકોનો બનેલો છે. કોઈ જેદુક નામના શ્રાવકે વીરનાથ—મહાવીર તિર્થંકરની પ્રતિમા કરાવી અને જેની પ્રતિષ્ઠા આજિતદેવસૂરિના શિષ્ય વિજયસિંહસૂરિએ કરી, આટલી હકીકત આ લેખમાં છે.

બીજા લેખનો ઘણો ખરો ભાગ જતો રહ્યો છે. મિતિ સિવાય, કર્કટવંશ અને શાંતિનાથનું બિંબ આ બે વાકયો જ અવશિષ્ટ છે.

આ ( પહેલા ) લેખમાં જણાવેલા આચાર્ય અજિતદેવ અને તેમના શિષ્ય વિજયસિંહ તે ઉપર ૨૮૯ નંબરવાળા લેખ અને અવલોકનમાં જણાવેલા અજિતદેવ–વિજયસિંહ ( ગુરૂ–શિષ્ય ) બંને એકજ છે કે ભિન્ન છે તે એક શંકાગ્રસ્ત પ્રશ્ન થઇ પડયું છે. કારણ કે ઉક્ત ઉપરના લેખની મિતિ જ્યારે સં. ૧૨૦૬ છે ત્યારે આની ૧૧૪૩ છે. આ પ્રમાણે તો બંને લેખોની વચ્ચે ૬૩ વર્ષ જેટલો લાંબો સમય છે કે જે એક વ્યકિતને તેટલા સમય સુધી આચાર્યપદ ઉપર અધિષ્ઠિત રહેવા માટે અસંભવ જેવું ગણાય. નામ સામ્ય ઉપરથી તો બંને લેખોવાળા એકજ હોય એમ વિશેષ સંભવિત જણાય છે. તેથી મારા વિચાર પ્રમાણે આ પ્રસ્તુત લેખવાળી સાલ જે ૧૧૪૩ ની છે તે વાંચવામાં અથવા તો પછી કોતરવામાં ભૂલ થઇ છે અને સં. ૧૧૮૩ કે તેનીજ આસપાસના બીજા કોઈ ૧૦ વર્ષ પહેલાં–પછીની આ સાલ હોવી જોઇએ. જૂની જૈન લિપિમાં ૮ અને ૪ ને સરખા વાંચવા કે કોતરવાની ભ્રાંતિ થવી ઘણી સહજ છે. કારણ કે બંનેના આકારમાં લખનારાઓની અમુક વળાણના લીધે કેટલીક વખતે ઘણીજ સમતા આવી જાય છે.

અથવા તો સાલ ખરી હોય અને ભ્રાંતિ ત્યાં થઇ હોય કે જ્યાં આગળ 'શ્રીમન્તોऽजित' આ વાકય આવેલું છે. કારણ કે લેખમાં સુચવ્યા પ્રમાણે તેટલા અક્ષરો ઘસાઈ ગયા છે તેથી સ્પષ્ટ વાંચી શકાતા નથી. આ કારણને લઇને અજિતદેવના ઠેકાણે અભયદેવ કે એવુંજ બીજું કોઇ નામ પણ હોઈ શકે.

આ લેખો પણ શ્રી ભાંડારકરની નોટ ઉપરથીજ ઉતારવામાં આવ્યા છે.

# કેકિંદનો શિલાલેખ.

( ૩૭૭ )

મારવાડરાજ્યના મેડતા નામના પ્રસિદ્ધ શહેરથી નૈઋત્યકોણમાં ૧૪ માઇલને છેટે કેકિંદ નામનું ગામ આવેલું છે. એ ગામમાં પાર્શ્વનાથનું મંદિર છે તેની અંદરના સભામંડપમાં એક સ્તંભ ઉપર આ નંબરવાળો લેખ કોતરેલો છે. મૂળ આ મંદિર ૧૩ મી શતાબ્દીના પૂર્વે બંધાવેલું હોય એમ આ લેખ પછીના નંબરવાળા લેખ ઉપરથી જણાય છે. પ્રસ્તુત લેખમાં વર્ણવ્યા પ્રમાણે નાપાએ તો ફક્ત આ મંદિરનો મૂળ મંડપ અને બંને બાજુની બે ચોકીઓજ નવીન બંધાવી છે. જૂના લેખમાં આ સ્થાનનું સંસ્કૃત નામ ' કિષ્કિંધા ' આપ્યું છે. શ્રીયુત ભાંડારકરે મોકલી આપેલી પ્રતિકૃતિ ( રબીંગ ) ઉપરથી આ લેખ મુદ્રિત કરવામાં આવ્યો છે.

આ લેખ ૪૨ પંક્તિઓમાં લખાએલો હોઇ ૧' ૧" પહોળો અને ૧' ૫" લાંબો છે. પ્રારંભના બે વાક્યો સિવાય સમગ્ર લેખ પદ્યમાં છે. ભાષા સંસ્કૃત અને લિપિ દેવનાગરી ઘણીજ સુંદર મરોડ વાળી છે. લેખની હકીકત આ પ્રમાણે છેઃ--

પ્રારંભના ૮ પદ્યોમાં યુગાદિદેવ આદિનાથની સ્તવના કરેલી છે. ૯ માં કાવ્યથી તે ૨૨ માં કાવ્યસુધી રાજ્યકર્તા રાઠોડવંશીય નૃપતિયોનું વર્ણન આપ્યું છે, જેમાં સૌથી પ્રથમ રાજાધિરાજ મલ્લદેવનું નામ આપ્યું છે (પદ્ય ૯). આ મલ્લદેવ તે જેને સાધારણ રીતે લોકો માલદેવ કહે છે, તે છે. પછી મલ્લદેવની ગાદિએ આવનાર ઉદયસિંહનું વર્ણન આપવામાં આવ્યું છે. જણાવ્યું છે કે અકબર બાદશાહના વખતમાં, આ ઉદયસિંહ સઘળા રાજાઓમાં વૃદ્ધ હોવાથી બાદશાહે તેને વૃદ્ધરાજ ( મોટા રાજાનું ) નું બિરૂદ આપ્યું હતું ( પદ્ય ૧૨ ). આના પછી તેના ઉત્તરાધિકારી સૂરસિંહરાજાનું વર્ણન આપ્યું છે. લખવામાં આવ્યું છે કે વર્તમાન સમયમાં, બધા હિંદુરાજાઓમાં

ન્યાયપૂર્વક રાજ્યનું પાલન કરવાથી આ રાજા રામચંદ્ર જેવો છે (પદ્ય ૧૯). જિનદેવની અર્ચા–પૂજા માટે આ રાજા હુકુમ અને ધૃતાદિનું દાન કરે છે, પોતાના દેશમાં અમારીની ઉદ્ઘોષણા (જીવ દયા માટે ઢંઢેરો) કરાવે છે અને આચામ્લાદિ (જૈનધર્મમાં પ્રસિદ્ધ) તપો કરાવે છે (પદ્ય ૨૦). આના રાજ્યમાં ક્યાંએ ચોરી, જુગાર, શિકાર, મદ્યપાન અને નિઃસંતતિવાળાનું ધનાપહરણ આદિ થતું નથી (પદ્ય ૨૧). આનો પુત્ર ગજસિંહ નામા કુમાર યુવરાજ પદને ધારણ કરે છે (પદ્ય ૨૨). પછીના ત્રણ પદ્યોમાં જણાવવામાં આવ્યું છે કે ઓસવાલવંશના ઉચિતવાલગોત્ર (હાલમાં જેને ઓસ્તવાલ કહે છે) માં જગા નામનો ધનાઢય અને ધર્મિષ્ઠ પુરૂષ થયો જેણે ૩૨ વર્ષ જેટલી મધ્યમ વયમાં જ યોધપુર (જોધપુર) નગરમાં આચાર્યના હાથે ચતુર્થ (બ્રહ્મચર્ય) વ્રત લીધું હતું (પ. ૨૩–૫). તેને નાથા નામે પુત્ર થયો જે પુણ્યાત્મા અને દાતા હતો. 'નાથ[1]'ની સભામાં તેણે માન પ્રાપ્ત કર્યું હતું. તે નાથાને ગુર્જરદે નામની સુશીલ, રુપવતી, ઘરકાર્યમાં પ્રવીણ અને દેવ ગુરૂમાં ભકિત રાખનારી સ્ત્રી હતી, અને જેણે નાપા નામના પુત્રરત્નને જન્મ આપ્યું હતું. (પદ્ય ૨૭–૨૮) નાપાએ એવાં અનેક સુકૃત્યો કર્યાં હતાં કે જેથી તેની સર્વત્ર પ્રસિદ્ધ થઈ હતી. (પ. ૨૯) એ નાપાને નવલાદે નામની પત્ની હતી અને તેને પાંચ પુત્રો હતા. પુત્રોનાં તથા તેમની પત્નીયો અને તેમના પુત્રોનાં નામોનું કોષ્ટક આ પ્રમાણે છે. (પદ્ય ૩૧–૪).

---

૧ 'નાથ' એ એક પ્રકારના ધર્મગુરૂઓ છે. જોધપુરના તેઓ રાજગુરૂ ગણાય છે અને તેમની ગાદિને રાજ્ય તરફથી એક મ્હોટી જાગીર બક્ષીસ કરેલી છે. તેમનો ઠાઠ એક મ્હોટા જાગીરદારને છાજે તેવો હોય છે.




આ પછી કહેવામાં આવ્યું છે કે—આ બધા પરિવાર સાથે નાપાએ સં. ૧૬૫૯ માં શત્રુંજય અને ગિરનારની અને તથા પુનઃ સંવત્ ૧૬૬૪ માં આર્બુદગિરિ ( આબુ ), રાણપુર, નારદપુરી, ( નાડોલ ), અને શિવપુરી ( શિરોહી )ના પ્રદેશની યાત્રા કરી. ( પદ્ય ૩૫-૬ ). સં. ૧૬૬૬ ના ફાલ્ગુન શુકલપક્ષની તૃતીયાના દિવસે નાપા અને તેની પત્ની બંને જણાએ ચતુર્થવ્રતનો સ્વીકાર કર્યો. તે વખતે ઘણુંક રૂપાનાણું દાનમાં આપ્યું ( પદ્ય. ૩૭ ). પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્યનો સદ્‌વ્યય કરી શુભ ફલ પ્રાપ્ત કરવાની અભિલાષાવાળા એ નાપાએ સંવત્ ૧૬૬૫ મા મૂલ મંડપ બનાવ્યો અને એની બંને બાજુએ બે ચતુષ્કિકા ( ચોકિ )ઓ બનાવી. આ બાંધકામ કરનાર મુખ્ય સૂત્રધાર ( સલાટ ) તોડર નામે હતો ( પદ્ય. ૩૯-૪૦ ). આ પછીના પદ્યોમાં પ્રતિષ્ઠા કરનારનું વર્ણન આપવામાં આવ્યું છે, તેમાં જણાવ્યું છે કે, તપાગચ્છના આચાર્ય વિજયસેનસૂરિના પટ્ટધર અને ઉચિતવાલ ગોત્રના ભૂષણરૂપ આચાર્ય વિજયદેવસૂરિની આજ્ઞાથી વાચક લબ્ધિસાગર નામના વિદ્વાને આ જિનાલયને પ્રતિષ્ઠિત કર્યું ( પદ્ય ૪૧-૪૪ ). પંડિત શ્રીવિજયકુશલવિબુધના શિષ્ય નામે ઉદયરૂચિએ આ પ્રશસ્તિની રચના કરી, સહજસાગર વિદ્વાન્‌ના શિષ્ય જયસાગરે શિલા ઉપર લખી અને તોડર સૂત્રધારે તેને કોતરી આપી; એમ અંતે જણાવી પ્રશસ્તિ પૂર્ણ થાય છે.

ઉપર જાલોરના લેખોમાં ( નં ૩૫૪ )ના પ્રતિષ્ઠા કરનાર જયસાગર અને આ પ્રશસ્તિ લખનાર ( બનાવનાર નહિ ) જયસાગર બંને એકજ છે, એમ સહજ જણાય છે. ત્યાંનાજ એક લેખ ( નં ૩૫૬ ) માં સૂત્રધાર તોડરાનું પણ નામ આવે છે, જે આ પ્રસ્તુત લેખમાં જણાવેલો તોડરજ હોવા સંભવ છે. ઉપરના એ લેખમાં લખ્યા પ્રમાણે તોડરા અને તેના બીજા સાથિઓએ એક મૂર્તિ કરાવી હતી ( કે જેના ઉપર ઉક્ત લેખ કોતરેલો છે ) જેની પ્રતિષ્ઠા સં. ૧૬૮૩ માં સ્વયંવિજયદેવસૂરિએ કરી હતી. આ ઉપરથી એમ જણાય છે કે આ સૂત્રધારો પણ જૈનધર્મ પાળતા હોવા જોઇએ.

પ્રતિષ્ઠા કરનાર વાચક લબ્ધિસાગર તે સુપ્રસિદ્ધ ઉપાધ્યાય ધર્મસાગરજીના શિષ્ય અને સાગરગચ્છના સ્થાપક આચાર્ય રાજસાગર* ( કે જેમનું સાધુ અવસ્થાનું નામ મુક્તિસાગર હતું )ના ગુરૂ હતા.

( ૩૭૮ )

આ લેખ, ઉપરના લેખવાળા મંદિરમાંજ મૂલ ગર્ભાગારમાં આવેલી ચરણચોકી અથવા વેદિકા ઉપર કોતરેલો છે. લેખ અપૂર્ણ અને ખંડિત છે. કોઇ ધાંધલ નામના શ્રાવકે સંવત્ ૧૨૩૦ ના આષાઢ શુદિ ૯ ના દિવસે આનંદસૂરિના ઉપદેશથી કાંઈક કરાવ્યું ( ઘણું કરીને પરિકરનો ઉલ્લેખ છે ) તેની નોંધ આ લેખમાં લેવામાં આવેલી છે. આ ઉપરથી જણાય છે કે, આ મંદિર ૧૨૩૦ કરતાં પણ જૂનું હોવું જોઇએ. લેખમાં સ્થાનનું નામ ' કિષ્કિંધ ' આપ્યું છે જે હાલમાંના ' કેકિંદ 'નુંજ સંસ્કૃત રૂપાંતર છે. સાથે આ મંદિરને ' વિધિચૈત્ય ' જણાવ્યું છે તેથી જણાય છે કે, ચૈત્યવાસિયોની વિરૂદ્ધ પક્ષવાળાઓ તરફથી તે બંધાવવામાં આવેલું હશે. ' વિધિચૈત્ય 'ના ખુલાસા માટે ઉપર નંબર ૩૫૨ વાળા લેખાવલોકનમાં આપેલું વિવેચન જોવું.

* રાજસાગરસૂરિના સંબંધમાં વિશેષ જાણવા માટે, જુઓ. મ્હારૂં ' जैन ऐतिहासिक गुर्जर काव्यसंचय ' નામનું પુસ્તક.

# વૈરાટ નગરનો શિલા લેખ.

રાજપૂતાનાના જયપુર રાજ્યમાં એક વૈરાટ યા બૈરાટ નામનું ગામ આવેલું છે. શ્રીયુત ડી. આર. ભાંડારકર પોતાના એક × રીપોર્ટમાં આ સ્થાન સંબંધી સંક્ષિપ્ત ઈતિહાસ આપતાં જણાવે છે કે–

મત્સ્ય દેશના રાજાનું વિરાટ નગર, જેમાં પાંચ પાંડવો ગુપ્ત વેશમાં રહ્યા હતા, તે અને આ બૈરાટ બંને એકજ છે એમ સામાન્યરીતે માનવામાં આવે છે. દક્ષિણ ભારતમાં પણ આ નામના બે સ્થળો આવેલાં છે જેમાં એક તો ધારવાડ પ્રાંતમાંનું હાંગલ નામનું ગામ છે કે જેને કાદંબવંશના લેખોમાં વિરાટ નગર લખેલું છે. બીજું કાઠિયાવાડની નજીકમાં આવેલું અમદાબાદ જીલ્લાનું ધોળકા ગામ છે. આ ધોળકા તથા વિજય નામના ગુહિલોત રાજાએ મૂળ વિરાટ નામના ગામને વિજયપુર નામ આપીને નવું બંધાવેલું તે ગામ, એ બે એકજ છે. અને આ કારણને લઈને કનિંગહામ જે બૈરાટ અને વિજયપુરને એકજ માને છે તે ભૂલ છે. પરંતુ આટલું તો નક્કી જ છે કે મહાભારતનું વિરાટ નગર અને આ પ્રસ્તુત બૈરાટ બંને એકજ છે. કારણ કે ‘ વિરાટ ’ નામને એ ‘ બૈરાટ ’ શબ્દ સૂચવે છે, નહિં કે હાંગલ અને ધોળકા શબ્દો. બૈરાટની આજુબાજુના પ્રદેશને હજી પણ લોકો મત્સ્યદેશ કહે છે. વિશેષમાં, પાંડવોના રહેવાસથી પવિત્ર થએલી જગ્યાઓ, કે જેમનાં વર્ણનો મહાભારતના વિરાટ પર્વમાં આપેલાં છે, તેઓને હજી પણ અહિંના લોકો બતાવ્યાં કરે છે. ઉદાહરણ તરીકેઃ—જેમાં ભીમ રહેતો હતો તે ‘ભીમકી ડુંગરી,’ કીચકના મહેલની ટેકરી, અર્જુને બાણ મારીને પાતાળમાંથી કાઢેલી બાણગંગા, કૈરવોનાં પગલાં તથા તેમણે ચોરેલા ઢોરોનાં પગલાં ઈત્યાદિ. આ રીતે જોતાં બૈરાટજ વિરાટનગરની સાથે સંબંધ ધરાવે છે. તેમજ બૈરાટમાંથી ઘણી પુરાણી વસ્તુઓ પણ નિકળતી જોવામાં આવે છે.

---

× આર્કિઓલૉજીકલ સર્વે, વેસ્ટર્ન સર્કલ; પ્રોગ્રેસ રીપોર્ટ, ૧૯૧૦.

તથા, બૈરાટ અને યવન ચંગ ( Yuan Chwang ) નું પો-લી-એ-તો-લો-( Po-li-ye-to-lo. ) કે જેનો રાજા એ ચીના મુસાફરના કથન મુજબ પીશે ( Pei-she ) અગર બૈસ ( Bais ) રાજપુત જાતિનો હતો, તે, બંને એકજ છે એમ પણ કેટલાકનું માનવું છે. મહમદ ગઝનીનો સમકાલીન અલબિરૂની ( ઈ. સં. ૯૩૦-૧૦૩૧ ) નરાના ( Narana ) અથવા બઝનહ (Bazanah) ને ગુજરાતની રાજધાની લખે છે. તેણે વિસ્તારથી આપેલા વર્ણન ઉપરથી એમ જણાય છે કે બૈરાટ રાજધાની નારાયણપુરની સાથે એકતા ધરાવે છે. આ ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે કે બૈરાટની આસપાસનો પ્રદેશ કોઇ વખતે ગુજરાતમાં ગણાતો હશે અને એ વાત અસંભવિત પણ નથી. કારણ કે એક વખતે આ પ્રદેશ ગુર્જર-પ્રતીહારોના, તથા પાછળથી બડગુજરો, કે જેમની સંખ્યા હાલમાં પણ ત્યાં ઘણી જોવામાં આવે છે તેમના, તાબામાં હતો.

પુરાણ વસ્તુ શોધકને જોવા લાયક એવી ત્રણ વસ્તુઓ અહિં જણાય છેઃ—( ૧ ) પાર્શ્વનાથનું મંદિર, ( ૨ ) બીજક પહાડ, અને ( ૩ ) ભીમકી ડુંગરી. પાર્શ્વનાથનું મંદિર હાલમાં દિગંબર જૈનો, કે જેમને ઉત્તર રાજપુતાનામાં ' સરાવગી ' કહેવામાં આવે છે, તેમની સ્વાધીનતામાં છે. પરંતુ એ નિર્વિવાદ રીતે કહી શકાય છે કે મૂળ એ મંદિર શ્વેતાંબરોની માલિકીનું હતું. દેવાલયની નજીક કંપાઉંડની ભીંતમાં એક લેખવાળી શિલા જડેલી છે તેના અવલોકનથી આ કથન સત્ય ઠરે છે. એ લેખની મિતિ શક સંવત ૧૫૦૯=ઈ. સ. ૧૫૮૭ ની છે. તે વખતે અકબર બાદશાહ રાજ્ય કરતો હતો અને હીરવિજયસૂરિ આચાર્ય હતા. અકબરે બૈરાટમાં ઇંદ્રરાજ નામનો એક અધિકારી નીમ્યો હતો જેના તાબામાં બૈરાટનો દ્રંગ * એટલે જંગલો

* ' દ્રંગ ' નો અર્થ અહિં લેખકે ' જંગલ ' ( Forest ) કર્યો છે તે વિચિત્ર લાગે છે. ' દ્રંગ ' નો પ્રસિદ્ધ અર્થ તો ' પુર=નગર ' થાય છે અને તેજ અહિં બંધ બેસતો લાગે છે.—**સંગ્રાહક.**

હતા. તે જાતે શ્રીમાલી વાણિઓ હતો, અને રાકમણ તેનું ગોત્ર હતું. લેખમાં પહેલાં એમ પણ લખવામાં આવ્યું છે કે અકબરના વજીર ટોડરમલે પહેલાં તેના તાબામાં ગામો સોંપ્યાં હતાં.

તે ઇંદ્રરાજે આ દેવાલય બંધાવ્યું અને તેનું નામ ' મહોદય પ્રસાદ ' અથવા ' ઇંદ્રવિહાર ' એવું રાખ્યું. ( પોતાના નામ ઉપરથી આ બીજું નામ પાડયું હોય તેમ લાગે છે )…. ( ઇત્યાદિ ).

ઉપર આપેલાં શ્રીયુત ભાંડારકરના વર્ણનથી આ લેખનું સ્થળ વિગેરે સ્પષ્ટ જણાઈ આવે છે. હવે લેખોકત હકીકતનું કાંઇક વિશેષ સ્પષ્ટીકરણ જોઈએ:—

આ લેખ ૧' ૭½" લાંબી અને ૧' ૪½" પહોળી શિલા ઉપર ૪૦ પંકિતઓમાં કોતરાએલો છે. ભાષા સંસ્કૃત ગદ્ય છે. જમણી બાજુ તરફ પત્થરનો ઉપરનો ભાગ તુટી જવાથી તેમજ ડાવી બાજુએ નીચેનો ભાગ પણ ખરી જવાથી ઘણીક લાઇનો અપૂર્ણજ હાથ લાગી છે. તોપણ જેટલો ભાગ અક્ષત છે તેના ઉપરથી લેખનો સાર ભાગ સારી પેઠે સમજી શકાય છે.

પ્રથમ પંકિતમાંના જતા રહેલા ભાગમાં મિતિના માટે વિક્રમ સંવત આપેલો હતો જે બીજી પંકિતમાં શરૂઆતમાં આપેલા ૧૫૦૯ ના શક સંવત ઉપરથી, ૧૬૪૪ હોય તેમ નિશ્ચિત જણાય છે. ( શક સંવત્‌માં ૧૩૫ ઉમેરવાથી વિક્રમ સંવત્ આવે છે તે હિસાબે; ૧૫૦૯ +૧૩૫=૧૬૪૪; ઇ. સ. ૧૫૮૭ )

ત્રીજી પંકિતથી ૧૦ મી પંકિત સુધી, અકબર બાદશાહ, કે જેના રાજ્યમાં આ લેખ અને એમાં વર્ણવેલું મંદિર તૈયાર થયું હતું તેની પ્રશંસા આપેલી છે. એ પ્રશંસામાં, હીરવિજયસૂરિની મુલાખાત લઇ તેમના મનને સંતુષ્ટ કરવા માટે જીવરક્ષા સંબંધી જે ફરમાનો તેણે બહાર પડયા હતા તેમનો પણ ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. નવમી પંકિતમાં વિદ્યમાન રહેલા પાઠ ઉપરથી જણાય છે કે

અકબર બાદશાહે વર્ષ ભરમાં બધા મળી ૧૦૬ ( षडाधिकशतादिन ) દિવસ જીવહિંસા નહિં કરવા માટે ફરમાન કર્યું હતું. એ ૧૦૬ દિવસમાંથી ૪૦ દિવસ તો બાદશાહના જન્મમાસ સંબંધી હતા અને ૪૮ સાલ ભરના બધા રવિવારના દિવસો હતા. બાકી રહેલા દિવસોમાં જૈન ધર્મના પર્યુષણ પર્વના દિવસો ( કે જે બીજા અનેક લેખો પ્રમાણે ૧૨ ની સંખ્યાવાળા હતા ) વિગેરે હતા. તેના પછી ' વઇરાટ નગર ' નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. બારમી પંક્તિના પ્રારંભમાં લખ્યા પ્રમાણે એ વઇરાટ નગરમાં તાંબા અને ગેરૂ આદિની અનેક ખાણો હતી આ કથનને અબુલ-ફજલની આઇન-એ-અકબરીનો પણ ટેકો મળે છે. તેમાં પણ બૈરાટમાં તાંબાની અનેક ખાણો હોવાનું લખેલું છે. શ્રીયુત ભાંડારકરના લખવા પ્રમાણે ' આ ગામ તથા એની આસપાસની જગ્યાઓ હજી સુધી ધાતુના કચરાથી ઢંકાએલી છે. '

આ કથન પછી મંદિર નિર્માતાની વંશાવળી આપી છે જે ખંડિત થઈ જવાના લીધે પૂરી જાણી શકાતી નથી. પરંતુ એટલું સ્પષ્ટ જણાય છે કે તેની જ્ઞાતિ શ્રીમાલી અને ગોત્ર રાંકયાણ હતું. તેમજ તેના પૂર્વજોમાં પ્રથમ પ્રસિદ્ધ પુરૂષ સં. નાલ્હા નામે થયો. ન્હાલા પછીના એક બે નામો જતાં રહ્યાં છે જે ઘણું કરીને તેની સ્ત્રી અને પુત્રનાં હશે. ચોદમી પંક્તિની આદિમાં એક દેલ્હી નામેની સ્ત્રીનું નામ વંચાય છે. પછીની વંશાવલી આ પ્રમાણે છેઃ—તેનો પુત્ર સં. ઇસર-સ્ત્રી ઝગકુ; તેમનો પુત્ર સં. રતનપાલ-સ્ત્રી મેદાઈ; તેમનો પુત્ર સં. દેવદત્ત-સ્ત્રી ધમ્મૂ તેમનો સં. ભારમલ થયો. આ ભારમલને બાદશાહે કાંઇક આપ્યું જેનો ઉલ્લેખ ૧૩ મી પંક્તિના નષ્ટભાગમાં કરેલો હતો. ૧૪ મી પંક્તિના પ્રારંભ પ્રમાણે જણાય છે કે ટોડરમલે તેને સારા માનપૂર્વક ઘણા ગામોનો કારભાર કરનાર એક મોટો અધિકારી બનાવ્યો હતો. તે પછી, એ સં. ભારમલનો પુત્ર ઇન્દ્રરાજ અને તેના કુટુંબનાં નામો આપ્યાં છે, જે આ પ્રમાણે છેઃ—

સં. ભારમલ–સ્ત્રી....

ઇંદ્રરાજ. (સ્ત્રીયો બે–જયવંતી, દમા.)

સં. અજયરાજ (સ્ત્રી....રીનાં ૨ નગીનાં),

સં. સ્વામીદાસ. સ્ત્રી....ઠાં.

સં. ચતુર્ભુજ.   સં. ચૂહડમલ્લ   સં. વિમલદાસ   સં. જગજીવન, સ્ત્રી મોતાં.

સં. કચરા,

આના પછી ( પં. ૧૮ થી ) જણાવવામાં આવે છે કે–વઇરાટ નગરનો અધિકાર ભોગવતા ઇન્દ્રરાજે પોતાના ઉકત કુટુંબ સાથે કલ્યાણાર્થે ઘણું ધન ખર્ચીને ઇન્દ્રવિહાર ઉર્ફે મહોદયપ્રાસાદ નામનું મંદિર બનાવ્યું, જેમાં મૂલનાયક તરીકે વિમલનાથ તીર્થંકરની પ્રતિમા સ્થાપિત કરી. એ મંદિરમાં બીજી પણ અનેક પ્રતિમાઓ સ્થાપન કરવામાં આવી. જેમાંની આ મુખ્ય હતીઃ––પોતાના પિતાના નામથી પાષાણમય પાર્શ્વનાથની મૂર્તિ, ખાસ પોતાના નામથી પિત્તલમય ચંદ્રપ્રભની મૂર્તિ અને ભાઇ અજયરાજના નામથી ઋષભદેવની મૂર્તિ.

આ પછી લેખમાં, પ્રતિષ્ઠા કરનાર આચાર્ય હીરવિજસૂરિનું વર્ણન આપ્યું છે, જેમાં એ આચાર્યે પોતાના જીવનમાં જે જે વિશેષ યા મહાન્ કાર્યો કર્યાં તેમનો સંક્ષિપ્ત રીતે ઉલ્લેખ કરેલો છે. એ ઉલ્લેખમાં અકબર બાદશાહ સાથેની મુલાકાતનું પણ સૂચન છે જ. ૩૧ થી તે ૩૮ સુધીની પંક્તિઓમાં, એ મહાન્ આચાર્યના શિષ્ય મહોપાધ્યાય કલ્યાણવિજયની પ્રસંશા છે કે જેમના હાથે આ પ્રતિષ્ઠા કાર્ય કરાવવામાં આવ્યું. છેવટે આ પ્રશસ્તિ બનાવનાર પં. લાભવિજય ગણિ, લખનાર પં. સોમકુશલ ગણિ અને ભઇરવ પુત્ર મસરફ ભગત્ મહવાલ ( જે ઘણું કરીને કોતરનાર હશે ) નું નામ આપી લેખ પૂર્ણ કરવામાં આવ્યો છે.

હીરવિજયસૂરિના જીવનવૃત્તાંત સંબંધી લખાએલા પ્રાયઃ દરેક ગ્રંથમાં વઇરાટના આ ઇન્દ્રરાજનું નામ તથા તેણે કરેલા પ્રતિષ્ઠા મહોત્સવનો ઉલ્લેખ કરેલો છે. તેમાંથી પ્રસ્તુતમાં ઉપયુક્ત જણાતી હકીકત અહીં આપેલી ઉપયોગી થઇ પડશે.

પંડિત દેવવિમલગણિ રચિત हीरसौभाग्य महाकाव्यના અવલોકનથી જણાય છે કે–ઉક્ત આચાર્યવર્ય અકબર બાદશાહની મુલાકાત લઇ આગરાથી પાછા ગુજરાત તરફ આવતાં રસ્તામાં નાગોર ( જોધપુર રાજ્યમાં ) ચાતુર્માસ ( સંવત્ ૧૬૪૩ ) રહ્યા. ચૌમાસું ઉતર્યા બાદ ત્યાંથી વિહાર કરીને પિંપાઢ નામના ગામમાં આવ્યા. ત્યાં વઇરાટથી ઇન્દ્રરાજના પ્રધાન–પુરૂષો આવ્યા અને આચાર્યજીને વઇરાટ આવીને ઇન્દ્રરાજે નવીન બંધાવેલા જિનમંદિરની પ્રતિષ્ઠા કરવા વિજ્ઞપ્તિ કરી.[1] સૂરિએ પોતે તો વઇરાટ આવવા ના કહી પરંતુ પોતાના પ્રભાવિક શિષ્ય નામે મહોપાધ્યાય કલ્યાણવિજયજીને ત્યાં જવાની આજ્ઞા કરી. તે મુજબ ઉપાધ્યાય પોતાના શિષ્ય પરિવાર સાથે પિંપાઢથી વિહાર કરી વઇરાટ ગયા અને ત્યાં ઇન્દ્રરાજના આ મંદિરની પ્રતિષ્ઠા કરી. આ પ્રતિષ્ઠા મહોત્સવ ઇન્દ્રરાજે ઘણા ઠાઠપૂર્વક કર્યો. હાથી, ઘોડા, કપડાં, ઘરેણાં, ભોજન અને ચાંદી સોનાના શિક્કાઓનાં દાન કરી અર્થીજનોનું દારિદ્રય દૂર કર્યું. એકંદર આ કાર્યમાં ઇન્દ્રરાજે ૪૦ હજાર રૂપિઆનો ખર્ચ કર્યો[2]

---

१ ग्रामाश्वद्विपताम्रखान्यधिपतिः सामन्तबद्योऽजनि
श्रीमालान्वयभारमल्लतनयः श्रीइन्द्रराजस्तदा ।
आह्वातुं सुगुरूनस्वकीयसचिवास्तेनाथ संप्रेषिताः
प्रासादे निजकारिते भगवतां मूर्तिप्रतिष्ठाकृते ॥ २१४–६१ ।

२–रत्नरवर्णसुवर्णकोपलमयार्चाप्रतिष्ठाक्षणे
हस्त्यश्वांशुकभूषणाशनमुखानेकप्रकारैस्तदा ।
भोजेनेव पुनर्गृहीतवपुषा विश्वार्थिदौस्थ्यच्छिदे
चत्वारिंशदनेन रूपकसहस्राणि व्ययीचक्रिरे ॥
हीरसौभाग्य; १४–२६२ ।

હીરવિજયસૂરિના પટ્ટધર આચાર્ય વિજયસેનનો પરમભકત ખંભાત નિવાસી કવિ ઋષભદાસ પણ 'હીરસૂરિરાસ'માં આ પ્રસંગ માટે ઉપર પ્રમાણેજ વર્ણન આપે છે.[1]

મહોપાધ્યાય કલ્યાણવિજયના શિષ્ય જયવિજયે સંવત્ ૧૬૫૫ માં 'કલ્યાણવિજયરાસ' રચ્યો છે (આ વખતે કલ્યાણવિજય વિદ્યમાનજ હતા એ ધ્યાનમાં રાખવા લાયક છે), તેમાં પણ આ પ્રતિષ્ઠાકાર્યની વિસ્તારથી નોંધ લેવામાં આવી છે.[2]

આ પ્રશસ્તિની રચના કરનાર પં. લાભવિજય ગણિ તે કલ્યાણવિજય ઉપાધ્યાયના એક પ્રમુખ વિદ્વાન્ શિષ્ય હતા, અને સુપ્રસિદ્ધ જૈન તાર્કિક અને મહાન્ લેખક યશોવિજય ઉપાધ્યાયના ગુરૂ પં. ન્યાયવિજયના ગુરૂ હતા.

## રાજગૃહનો શિલાલેખ.

### ( ૩૮૦ )

પૂર્વદેશમાં આવેલા સુપ્રસિદ્ધ પ્રાચીન સ્થાન રાજગૃહથી ઉત્તર દિશામાં ૧૨ માઇલ છેટેના બિહાર નામના કસ્બામાંથી આ લેખ મળી આવ્યો છે. મૂળ આ લેખ બે શિલાઓ ઉપર કોતરેલો છે જેમાંની બીજી તો ત્યાંના મથિયાન લોકોના જૈન મંદિરની ભીંતમાં જડેલી છે અને પહેલી બાબુ ધન્નુલાલજી સુચંતિના ઘરે હાલમાં રહેલી છે. કલકત્તાવાળા જૈન વિદ્વાન્ બાબુ પૂરણચંદ નાહાર M. A. B. L. આ લેખ પ્રકાશમાં આણ્યો છે અને 'જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ હેરલ્ડ'ના તંત્રી શ્રીયુત મોહનલાલ દલીચંદ B. A. LL. B. દ્વારા મળેલી લેખની છાપ (રબીંગ) ઉપરથી અત્ર છપાવવામાં

---

૧. દે. લા. જૈન પુસ્તકોદ્ધાર ફંડ, તરફથી પ્રકાશિત 'हीरविजयसूरिरास' પૃષ્ઠ ૧૫૨.

૨. અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડલ દ્વારા મુદ્રિત 'જૈન રાસમાલા ભાગ ૧ 'કલ્યાણવિજયરાસ' પૃ. ૨૩૪-૫.

આવ્યો છે.[1] આ લેખના બાહ્યવર્ણન માટે ઉક્ત બાબુજી આ પ્રમાણે જણાવે છે[2]:—

" આ લેખની બંને શિલાઓ શ્યામ રંગની છે અને લગભગ સમાન માપની છે. બંનેની પહોળાઈ ૧૦ ઇંચ અને લંબાઇ પ્રથમની ૨ ફીટ ૧૦ ઇંચ અને બીજીની ૨ ફીટ ૮ ઇંચ જેટલી છે. અક્ષરો લગભગ અર્ધા ઇંચ જેટલા મ્હોટા છે. પહેલી શિલામાં ૧૬ લાઈનો છે તથા ઉપર ડાબી બાજુએ ૨૦ પાંખડિઓનું કમળ કોતરેલું છે. બીજી શિલામાં ૧૭ પંક્તિઓ કોતરેલી છે. આનો ઉપર નીચેનો કેટલોક ભાગ ખંડિત થઇ ગયો છે. "

અસલમાં આ લેખ રાજગૃહના પાર્શ્વનાથના મંદિરનો છે પરંતુ પાછળથી એ મંદિરમાંથી કાઢી લઈ ઉપર જણાવ્યા પ્રમાણે બિહારમાં લાવવામાં આવ્યો છે. આ લેખ ત્યાંથી કોણ ( કયારે અને કયા કારણે ) લાવ્યો તે જાણી શકાયું નથી.

ઉપર લખ્યા પ્રમાણે આખા લેખની એકંદર ૩૩ પંક્તિઓ છે. જેમાં ચોથી પંક્તિનો ઉત્તરાર્ધ, પાંચમી પંક્તિ પૂરી અને ૬ ઠી પંક્તિનો પૂર્વાર્દ્ધ; તથા છેવટની ૩।। પંક્તિઓ એટલો ભાગ ગદ્યરૂપે લખાએલો છે અને બાકી બધો પદ્યમાં છે. પદ્યની સંખ્યા ૩૮ છે. અને ક્રમથી તત્સૂચક અંકો મૂકેલા છે. નીચે પ્રમાણેની હકીકત એ લેખમાં સમાએલી છે.

પ્રથમના પદ્યમાં, જેમના માટે એ મંદિર બનાવવામાં આવ્યું, તે પાર્શ્વનાથ તીર્થંકરની સ્તુતિ કરેલી છે. આ પછીના ત્રણ શ્લોકોમાં રાજગૃહ નગરનું વર્ણન આપ્યું છે. તેમાં લખવામાં આવ્યું છે કે– આ તેજ રાજગૃહ નગર છે કે જ્યાં પૂર્વે મુનિસુવ્રત ( ૨૦ મા ) તીર્થંકરના જન્મ, દીક્ષા અને કેવલ એવાં ત્રણ કલ્યાણકો થયાં હતાં,

---

૧ ' જૈન શ્વેતાંબર કો. હેરલ્ડ ' નવેંબર ૧૯૧૬ માં તથા બાબુજીએ પ્રકટ કરેલા ' जैनलेखसंग्रह ' માં પણ આ લેખ મૂળમાત્ર પ્રકટ થઈ ચુકયો છે.

૨ હેરલ્ડ પૃષ્ઠ ૩૭૬.

જ્યાં આગળ જય નામનો ચક્રવર્તી, રામ બલદેવ, લક્ષ્મણ વાસુદેવ, અને જરાસંધ પ્રતિવાસુદેવ આદિ મ્હોટા સમ્રાટો થયા હતા. શ્રેણિક રાજાએ મહાવીરદેવ પાસે જ્યાં જૈનધર્મનું શ્રવણ કર્યું હતું. જૈન-મંદિરોથી શોભતા એવા વિપુલ અને વૈભાર નામના બે પર્વતો જેની પૂર્વ અને પશ્ચિમમાં શોભી રહ્યા છે. આવા મહત્ત્વવાળા આ તીર્થની પ્રશંસા કોણ નહિ કરે ?

પછીના ગદ્યભાગમાં, તે વખતના રાજ્યકર્ત્તા અને રાજગૃહના અધિકારીનાં નામ આપ્યાં છે. તેમાં, સાહિપેરોજ તો સુરત્રાણ ( બાદશાહ ) અને તેનો નીમેલો મલિકવયો * નામનો મગધનો મંડલેશ્વર ( સૂબો ), તથા ણાસદુરદીન નામનો ત્યાંનો કોઇ સ્થાનિક અધિકારી હતો. * જાણવા જેવી બાબત એ છે કે આ છેલ્લા મનુષ્યે પ્રસ્તુત કાર્યમાં ( મંદિર બંધાવવામાં ) ખાસ સાહાય્ય આપ્યું હતું.

આ કથન પછી આપેલા પાંચમા શ્લોકથી ૧૩ મા સુધીમાં મંદિર નિર્માતાના વંશ અને કુટુંબનું વર્ણન આપ્યું છે. મંત્રી દલીયના વંશમાં સહજપાલ નામે એક પ્રખ્યાત પુરૂષ થયો. તેનો પુત્ર તિહુણપાલ, અને તિહુણપાલનો રાહા નામે પુત્ર થયો. આ રાહાનો પુત્ર ઠક્કુર મંડન થયો તેને ધિરદેવી નામે સુશીલ ગૃહિણી હતી. આ મંડનને નીચે પ્રમાણે પાંચ પુત્રો અને પૌત્રો વિગેરે થયાં.

---

* આ સાહિપેરોજ તે તુઘલખવંશનો દિલ્લીનો ફિરોજશાહ બાદશાહ છે. તે ઈ. સ. ૧૩૫૧ માં ગાદિએ આવ્યો હતો અને એકંદર ૩૭ વર્ષ રાજ્ય કરી ૧૩૮૮ ઈ. સ. માં મૃત્યુ પામ્યો હતો. તવારિખોમાં જણાવ્યા પ્રમાણે તો બંગાલ અને બિહાર ઉપર તેને પૂર્ણ કાબુ થયો હોય તેમ જણાતું નથી (જુઓ ગો. स. सरदेसाई रचित ' हिंदुस्थानचा अर्वाचीन इतिहास, भाग १ ला ' પૃ. ૧૬૩-૮ ) પરંતુ આ લેખ—કે જેની મિતિ ઈ સ. ૧૩૫૫ (વિ. સં. ૧૪૧૨+૫૭ )ની છે,—પ્રમાણે તો તેની તે વખતે બિહાર ઉપર સત્તા જામેલી હતી એમ સ્પષ્ટ જણાય છે. મલિકવયો અને ણાસદુરદીન ( નસીરૂદ્દીન ? )ના નામો તવારિખોમાં જડી આવતાં નથી.

ઠક્કુર મંડન ( આ થિરદેવી ).




ઠક્કુર મંડનના છેલ્લા બંને પુત્રોએ આ મંદિર કરાવ્યું હતું. તથા તેમણે પૂર્વ દેશમાં જૈનધર્મની પ્રગતિ કરવા માટે યથાયોગ્ય પ્રયત્ન કર્યો હતો.

આ પછીના ભાગમાં પ્રતિષ્ઠાકર્તા યતિવરની વંશાવલી આપવામાં આવી છે. અંતિમ તીર્થંકર મહાવીર દેવના સિદ્ધાન્ત–શાસ્ત્રના રચયિતા સુધર્મ નામે ગણધર થયા જેઓ પ્રથમ યુગપ્રધાન હતા. તેમના વંશમાં દશપૂર્વના જ્ઞાતા વજાસ્વામી આચાર્ય થયા કે જેમનાથી વજાશાખાની શરૂઆત થઈ. તે વજાશાખાના ચાંદ્ર નામના કુલમાં ઉદ્યોતનસૂરિ થયા. તેમની પાટે વર્દ્ધમાન આચાર્ય થયા. આ વર્દ્ધમાનસૂરિ બાદ સુપ્રસિદ્ધ જિનેશ્વર નામે આચાર્ય થયા, જેમણે ‘ ખરતર ’ બિરૂદ પ્રાપ્ત કર્યું, અને પછી તેમનો શિષ્ય સમુદાય પણ એ નામે પ્રસિદ્ધિ પામ્યો. તેમના શિષ્ય જિનચંદ્ર થયા જેમણે ‘ સંવેગરંગશાલા ’ નામનો ગ્રંથ બનાવ્યો. તેમના શિષ્ય અભયદેવસૂરિ થયા. તેમણે મંત્રાક્ષરોના પ્રભાવથી જમીનમાંથી ‘ પાર્શ્વનાથ ’ની પ્રતિમા પ્રકટ કરી અને સ્થાનાંગ આદિ ૯ અંગો ( આગમો ) ઉપર વિવરણો લખ્યાં. તેમના પછી

ક્રમથી જિનવલ્લભ, જિનદત્ત, જિનચંદ્ર, જિનપતિ, જિનેશ્વર, જિન-પ્રબોધ અને જિનચંદ્ર નામે આચાર્યો થયા. આ છેલ્લા–જિનચંદ્ર–ની પાટે જિનકુશલસૂરિ બેઠા. જેમણે વિપુલગિરિ ઉપરના મંદિરમાં પ્રથમતીર્થંકરની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. તેમના પછી જિનપદ્મ, જિન-લબ્ધિ અને જિનચંદ્ર નામે ક્રમથી આચાર્યો થયા. આ જિનચંદ્રસૂરિના ઉપદેશથી, વિહારપુરનિવાસી ઉકત વચ્છરાજ અને દેવરાજ નામના ભાઇ-ઓએ પ્રસ્તુત પાર્શ્વનાથનું ભવ્ય મંદિર બંધાવ્યું, અને ઘણા ઉત્સવપૂર્વક પ્રતિષ્ઠિત કરાવ્યું. પ્રતિષ્ઠા, વિક્રમ સંવત્ ૧૪૧૨ ના આષાઢવદિ ૬ ના દિવસે, પોતાના ગુરૂની આજ્ઞાથી ભુવનહિત નામના ઉપાધ્યાયે કરી; જેમના દીક્ષાગુરૂ તો જિનચંદ્રસૂરિ અને વિદ્યાગુરૂ જિનલબ્ધિસૂરિ હતા. આ વિચિત્રવૃત્તો ( છંદો ) વાળી પ્રશસ્તિની રચના પણ ભુવન-હિત ઉપાધ્યાયે જ કરી અને શિલાપટ્ટ ઉપર પણ તેમણે જ લખી. તેને, કલાકુશલ એવા ઠક્કર માલ્હાના પુત્ર વીધા નામે શ્રાવકે પુણ્યાર્થે કોતરી.

અંતે ગદ્યમાં પુનઃ જણાવવામાં આવ્યું છે કે–વિક્રમ સંવત્ ૧૪૧૨ આષાઢવદિ ૬ ના દિવસે, ખરતર ગચ્છના આચાર્ય જિનલબ્ધિસૂરિના પટ્ટધર જિનચંદ્રસૂરિના* સદ્ઉપદેશથી, મંત્રિવંશના મંડનભૂત એવા ઠકકુર મંડનના પુત્ર નામે ઠ. વચ્છરાજ અને ઠ. દેવરાજ કે જેમણે, પં. હરિ-પ્રભગણિ, મોદમૂર્તિગણિ, હર્ષમૂર્તિગણિ અને પુણ્યપ્રધાનગણિ સાધુઓ સાથે ભુવનહિતોપાધ્યાયને પૂર્વદેશમાં વિહાર કરાવી બધા તીર્થોની યાત્રા કરાવીને સંઘને આનંદિત કર્યો, તેમના કરાવેલા શ્રીપાર્શ્વનાથના મંદિરની આ પ્રશસ્તિ પૂર્ણ થઇ.

---

* મૂળ લેખમાં 'જિનચંદ્ર' ના બદલે जिनेन्द्र ( પં. ૩૧ ) પાઠ છપા-યલો છે. તે ભ્રમવાળો છે. બાબુ પૂરણચંદજીએ, 'કોન્ફરન્સહેરલ્ડ' માં એજ પાઠ આપેલો હોવાથી અહિં પણ તે પ્રમાણે છાપવામાં આવ્યો છે. પરંતુ તેની પ્રતિકૃતિ ( રબીંગ ) માં તપાસતાં માલૂમ પડયું કે, ત્યાં મૂળ પાઠ 'जिनेन्द्र' નહિં પણ 'जिनंद्र' છે અને તે 'जिनचन्द्र' ના બદલે ભૂલથી લખાયો અથવા કોતરાયો છે. 'जिनचंद्र' શબ્દમાંથી 'चं' અક્ષર છુટી જવાના લીધે આ ભ્રમિત પાઠ નિર્માણ થયો છે.

## પાલી શહેરના લેખો.

( ૩૮૧ )

મારવાડના જોધપુરરાજ્યમાં પાલી નામનું એક પ્રસિદ્ધ અને પ્રાચીન શહેર છે. ત્યાં 'નવલખા મંદિર' નામે એક ભવ્ય બાવન જિનાલયવાળું ઘણું જૂનું દેવાલય છે. એ મંદિરમાં બે પ્રતિમાઓની નીચેના ભાગ ઉપર બે સરખા લેખ કોતરેલા છે જેમાંથી એકની નકલ આ ૩૮૧ નંબર નીચે આપેલી છે. લેખનો ભાવાર્થ આ પ્રમાણે છે—

સં. ૧૨૦૧ ના જ્યેષ્ટ વદિ ૬ રવિવારના દિવસે, પલ્લિકા એટલે પાલીમાં શ્રીમહાવીરના મંદિરમાં મહામાત્ય આનંદના પુત્ર મહામાત્ય પૃથ્વીપાલે પોતાના આત્મકલ્યાણાર્થે બે તીર્થંકરોની મૂર્તિઓ કરાવી. ( તેમાંની આ ) અનંતનાથની પ્રતિમા છે.

બીજી પ્રતિમા ઉપર પણ આજ પ્રકારનો લેખ છે પરંતુ તેમાં અંતે 'अनंत' શબ્દને બદલે 'विमल' શબ્દ છે એટલે તે વિમલ-નાથની પ્રતિમા છે.

આ પૃથ્વીપાલના નામના લેખો આબુ ઉપર 'વિમલવસહી' માં પણ છે વિશેષ જુઓ ઉપર પૃ. ૧૫૪.

( ૩૮૨ )

આ લેખ ઉક્ત મંદિરમાંજ આવેલી એક પ્રતિમાના સિંહાસન ઉપર કોતરેલો છે. ભાવાર્થ આ પ્રમાણે—

સં. ૧૧૮૮ના માઘ માસની સુદિ ૧૧ ના દિવસે વીરઉલ્લ ( વીરદેવકુલ ? ) દેવકુલિકામાં દુર્લભ અને અજિત નામના ગૃહસ્થોએ શાંતિનાથની મૂર્તિ બનાવી અને બ્રાહ્મીગચ્છીય દેવાચાર્યે તેની પ્રતિષ્ઠા કરી.

( ૩૮૩ )

આ નંબરનો લેખ એક આદિનાથની મૂર્તિના નીચે પદ્માસન ઉપર લખેલો છે. સાર આ પ્રમાણે—

સં. ૧૧૭૮ ના ફાલ્ગુણ સુદિ ૧૧ ને શનિવારના દિવસે, પલ્લિકા ( એટલે પાલી ) માં આવેલા શ્રીવીરનાથના મહાન્ મંદિરમાં, ઉદ્યોતનાચાર્ય શિષ્ય મહેશ્વરાચાર્યના શિષ્ય દેવાચાર્યના ગચ્છવાળા સાહાર ગૃહસ્થના બે પુત્રો નામે પારસ અને ધણદેવ, તેમાં ધણદેવનો પુત્ર દેવચંદ્ર અને પારસનો પુત્ર હરિચંદ્ર આ બંને મળીને, દેવચંદ્રની ભાર્યા વસુંધરિના પુણ્યાર્થે ઋષભદેવ તીર્થંકરની પ્રતિમા કરાવી.

( ૩૮૪-૯૨ )

૩૮૪ નંબરથી તે ૩૯૨ સુધીના લેખો ઉપર પ્રમાણે જ જુદી જુદી મૂર્તિઓ ઉપર કોતરેલા છે અને તેમાં જણાવેલી બાબત પણ સુસ્પષ્ટ છે.

( ૩૯૩-૯૫ )

આ ત્રણ લેખો એજ મંદિરના મુખ્ય ગર્ભાગારમાં આવેલી વેદિકા ઉપર જે ત્રણ પ્રતિમાઓ સ્થાપિત છે તેમના ઉપર કોતરેલા છે. તેમાં પ્રથમનો લેખ ડાબી બાજુ ઉપર આવેલી સુપાર્શ્વનાથની મૂર્તિ ઉપર, બીજો ( નં. ૩૯૪ ) જમણી બાજુ ઉપરની મહાવીરની મૂર્તિ ઉપર અને છેલ્લો મધ્યસ્થિત પાર્શ્વનાથની પ્રતિમા ઉપર કોતરેલો છે.

ત્રણે લેખો એકજ મિતિના છે અને તે સં. ૧૬૮૬ ના વૈશાખ સુદી ૮ મીની છે. પેહલા અને છેલ્લા લેખમાં જણાવેલી હકીકત આ પ્રમાણે છે.

મહારાજાધિરાજ ગજસિંહજી જ્યારે રાજ્ય કરતા હતા અને મહારાજ કુમાર અમરસિંહ જ્યારે યુવરાજપદ ભોગવતા હતા તથા તેમના કૃપાપાત્ર ચાહુમાનવંશીય જગન્નાથ જ્યારે પાલી નગરનો

અધિકાર ચલાવતા હતા, તે વખતે ઉક્તનગર નિવાસી શ્રીમાલી જ્ઞાતિય સા. મોટિલ અને તેની સ્ત્રી સૌભાગ્યદેના પુત્ર સા. ડુંગર તથા ભાખર નામના બંને ભાઇઓએ પોતાના દ્રવ્યવડે નવલખા નામે પ્રસિદ્ધ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને તેમાં પાર્શ્વનાથ અને સુપાર્શ્વનાથની પ્રતિમાઓ બેસાડી. હીરવિજયસૂરિના પટ્ટધર આચાર્ય વિજયસેનના શિષ્ય વિજયદેવસૂરિએ, પોતાના પટ્ટે જેમની આચાર્ય તરીકે સ્થાપના કરી છે એવા વિજયસિંહસૂરિ આદિ શિષ્ય પરિવાર સાથે રહીને, એ પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી. પ્રતિષ્ઠા કરાવનારા બંને ભાઇઓના પુત્રપૌત્રોનાં નામ પણ લેખમાં આપેલાં છે.

વચલા લેખમાં ( એટલે નં. ૩૯૪ માં ) જણાવ્યું છે કે–મેડતા નગર નિવાસી સૂત્રધાર ( સલાટ ) કુંધરણના પુત્ર સૂત્રધાર ઇસર, દૂદા અને હાંસા; તથા ઈસરના પુત્ર લખા, ચોખા અને સુરતાણ; દૂદા પુત્ર નારાયણ, અને હંસા પુત્ર કેશવાદિ, સઘળા કુંટુંબિઓએ મળીને આત્મકલ્યાણાર્થે મહાવીરની મૂર્તિ કરાવી. તેની પ્રતિષ્ઠા ઉપર્યુક્ત લેખમાં જણાવેલા ડુંગર ભાખર નામના ભાઇઓએ કરાવેલા પ્રતિષ્ઠા મહોત્સવમાં ઉક્ત આચાર્ય વિજયદેવસૂરિએ કરી.

આ સૂત્રધારોના ઉપર પણ બે લેખો ( નં. ૩૫૬ અને ૩૭૭ ) આવેલા છે અને ત્યાં ઉપર જણાવ્યા પ્રમાણે આ લોકો જૈનધર્મ પાળનારા હતા એ હવે ચોક્કસ જણાય છે.

( ૩૯૬-૯૭ )

આ બે લેખો પણ એ મંદિરમાંજ આવેલી કોઇ પ્રતિમાઓ ઉપર કોતરેલા છે પરંતુ મ્હને નિશ્ચિત સ્થળ ન જણાયાથી તે આપી શકતો નથી.

આ બધા લેખો જોતાં જણાય છે કે, પાલીનું આ મંદિર ઘણું જૂનું છે અને તે મૂળ મહાવીરનું મંદિર કહેવાતું હતું પરંતુ પાછળથી કોઇ 'નવલખા' નામના કુટુંબે તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો હશે જેથી

તે 'નવલખાપ્રાસાદ' નામે ( નં. ૩૯૫ માં જણાવ્યા પ્રમાણે ) પ્રસિદ્ધ થયું. તથા છેવટે ડુંગર ભાખર નામના ભાઇઓએ ફરી પુનરૂદ્ધાર કરીને તેમાં મૂળનાયક તરીકે પાર્શ્વનાથની પ્રતિમા બેસાડેલી હોવાથી હાલમાં તે 'નવલખા પાર્શ્વનાથ-પ્રાસાદ' કહેવાય છે.

( ૩૯૮ )

પાલી નગરમાં 'લોઢારો વાસ' કરીને એક મોહલ્લો છે તેમાં આવેલા શાંતિનાથના મંદિરમાંની મૂળનાયકની પ્રતિમા ઉપર આ લેખ કોતરેલો છે.

લેખની મિતિ તથા ઘણી ખરી હકીકત ઉપરના નં. ૩૯૩ અને ૩૯૫ ના લેખને મળતી જ છે. પ્રતિષ્ઠા કરાવનારા ઉકત ડુંગર અને ભાખર બંને ભાઇઓજ છે. વિશેષમાં જણાવ્યું છે કે, એ ભાઈઓ ઉપકેશ જ્ઞાતિ એટલે ઓસવાલ જાતિના હતા અને તેમનો વંશ શ્રી શ્રીમાલ × અને ગોત્ર ચંડાલેચા હતું. તેમણે પાલિકાનગર એટલે પાલીમાં નવલખા-પ્રાસાદનો જીર્ણોદ્ધાર કરાવ્યો ( જે ઉપર જણાવવામાં આવ્યુંજ છે ) અને તેની અંદર મૂલનાયક પાર્શ્વનાથ આદિ ૨૮ તીર્થંકરોની પ્રતિમાઓ પ્રતિષ્ઠિત કરાવી. પાંચ હજાર રૂપીઆ ખર્ચીને સોનાનો કલસ અને દંડ કરાવ્યો. ગુજરાત દેશમાં પણ બીજી પ્રતિષ્ઠાઓ કરાવી. તેમની ગોત્ર દેવી અંબિકા હતી.

આ પ્રતિમાની પ્રતિષ્ઠા કરનાર ચૈત્રગચ્છની શાર્દૂલશાખા અને રાજગચ્છના સમુદાયમાં થએલા ચંદ્રસૂરિના પટ્ટધર રત્નચંદ્રસૂરિ હતા તેમના સાથિઓમાં વા ( વાચક ) તિલકચંદ્ર અને મુનિ રૂપચંદ્રનાં નામો આપ્યાં છે.

---

× શ્રીમાલ અથવા શ્રીમાલી જ્ઞાતિ જે ગુજરાતમાં સર્વત્ર વસે છે તે અને આ 'શ્રીશ્રીમાલ' જાતિ બંને જુદી છે. આ જાતિ ઓસવાલ જ્ઞાતિનોજ એક વિભાગ છે અને તે 'શ્રીશ્રીમાલ' ના નામે પ્રસિદ્ધ છે.

શ્લોકનો ઉત્તરાર્ધ નષ્ટ થઇ જવાથી સ્પષ્ટ થતું નથી. આ લેખની સાલ તો આગળ ઉપર જણાવ્યા પ્રમાણે સંવત્ ૧૩૫૨ ની છે. કદાચિત્ આ પ્રથમની મિતિ મંદિર બંધાવ્યાની સાલ હશે.

૬ઠા થી ૧૦ મા શ્લોક સુધીના ભાગમાં ગુજરાતના રાજકર્તા ચૌલુકય વંશના છેવટના રાજાઓની વંશાવલી છે જે ઇતિહાસમાં વાઘેલવંશ તરીકે પ્રસિધ્ધ છે. ૬ ઠા શ્લોકનો જે ભાગ જતો રહ્યો છે તેમાં આ વંશના મુખ્ય પુરૂષનું એટલે અર્ણોરાજનું નામ હોય તેમ જણાય છે. તેનો પુત્ર લૂણિગ એટલે લવણ પ્રસાદ થયો. તેનો પુત્ર વીરધવલ થયો. ઇતિહાસો તેમજ બીજા લેખોના અનુસન્ધાનો પ્રમાણે વીરધવલને વીરમ, વિસલ અને પ્રતાપમલ્લ એમ ત્રણ પુત્રો હતા, તેમાં છેલ્લા પુત્ર એટલે પ્રતાપમલ્લનુંજ નામ આ લેખમાં આપવામાં આવ્યું છે. એ પ્રતાપમલ્લનો પુત્ર અર્જુન એટલે અર્જુનદેવ નામે રાજા થયો. તેને બે પુત્રો થયા જેમાં મ્હોટાનું નામ રામ એટલે રામદેવ હતું. ન્હાનાનું નામ ઉપલબ્ધ નથી પરંતુ તે સારંગદેવ હશે જેનો ઉલ્લેખ આ લેખમાં આગળ ઉપર ૪૬ મા શ્લોકમાં કરવામાં આવ્યો છે.

આ પછી પાર્શ્વનાથમંદિર નિર્માતાના વંશનું વર્ણન આવે છે. સ્તંભતીર્થપુર એટલે ખંભાત (?) માં રાજમાન્ય એવા મોઢવંશમાં ખેલાનામે કરી એક પ્રસિદ્ધ મ્હોટો ધનવાન અને ધર્મી પુરૂષ થયો. તેને સર્વગુણસંપન્ન એવી બાહડા નામે સ્ત્રી હતી. તેણે પાર્શ્વનાથનું ભવ્ય મંદિર બંધાવ્યું. તેનો પુત્ર વિકલ થયો જે પુણ્યવાન અને સર્વ લોકોમાં માનિતો હતો. તેણે સૂર્યના મંદિરની આગળ એક મંડપ બંધાવ્યો. તેને એક રત્ના નામે બ્હેન હતી જે ધનસિંહ સાથે પરણી હતી અને ભીમડ, જાલ્હણ, કાકલ, વયજલ, ખીમડ આદિ વંશના ઉદ્ધારક એવા તેનેપુત્રો થયા હતા. ૧૮ મા શ્લોકમાં કોઇ યશોવીરનો ઉલ્લેખ છે જે પોતાના પિતરાઇ ભાઇઓ સાથે જૈન અને શૈવ બંને ધર્મોનું પાલન કરતો હતો. ૧૯ મા અને ૨૦ મા શ્લોકમાં આસ્વડ અને તેની સ્ત્રી જાલ્હણદેવીના બે પુત્રોનો ઉલ્લેખ છે જેમાં એકનું નામ મદનપાલ હતું. બીજાનું નામ જતું રહ્યું છે.

૨૧ મા શ્લોકમાં કોઈ ખેતલ ( ? ) નામના રાજાનો ઉલ્લેખ છે જે સિંહના બાલક જેવો નિર્ભય હતો અને ' વિજયસિંહ ' ના નામે તે સર્વત્ર પ્રસિદ્ધ હતો. ૨૨ મા શ્લોકમાં જણાવ્યું છે કે એ વિજયસિંહનો લાલા નામનો ન્હાનો ભાઇ મરી ગયો હતો તેના પુણ્યાર્થે તેણે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. ૨૩ અને ૨૪ મા શ્લોકમાં એ વિજયસિંહની જ પ્રશંસા વર્ણવી છે. ૨૫ મા શ્લોકમાં, તેની અનૂપમા, શ્રીદેવી અને સૂહવી એમ ત્રણ સ્ત્રિઓ જણાવી છે. ૨૬ મા શ્લોકમાં, તે વિજયસિંહના પુત્ર દેવસિંહનો ઉલ્લેખ છે. ૨૭ મા શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે–તે વિજયસિંહ વિદ્વન્માન્ય એવા યશઃકીર્તિ ( ? ) નામના આચાર્યના બોધથી અર્હંતદ્દેવની ત્રિકાલ પૂજા કર્યા કરતો હતો.

૨૮ મા શ્લોકમાં, હુંકાર ( ? ) વંશમાં જન્મેલા સાંગણનું, ૨૯ મા માં, સિંહપુરવંશમાં જન્મેલા જયતાનું, અને ૩૦ મા માં, પ્રલ્હાદન નામના શ્રાવકનું વર્ણન કરેલું છે. ૩૧ મા પદ્યમાં સૂચવ્યા પ્રમાણે આ ત્રણે જણ, તથા હવે નીચે જેમનાં નામ આપવામાં આવશે તે બધા કોઇ આભા નામના પ્રસિદ્ધ પુરૂષના ન્હાના ભાઇ સાથે માલવા, સપાદલક્ષ ( એટલે મારવાડમાં આવેલો અજમેર પાસેનો પ્રાંત ) અને ચિત્રકૂટ ( ચિતોડ ) થી અહિં ( ખંભાતમાં ) આવ્યા હતા. ( ? ) ૩૧ થી ૩૯ શ્લોકોમાં આ પ્રકારના બધા ગૃહસ્થોનો ઉલ્લેખ કરેલો છે. નામો આ પ્રમાણે—પ્રસિદ્ધ જૈન સાધુ ( એટલે સાહુકાર ) શાંભદેવ, ધાંધુ, કલ્હુ, હાલ્લ, રાહડ, રાજમાન્ય ગજપતિ નો પુત્ર ધર્માત્મા. ધામા, નભોપતી ( ? ) સાધુ નોડક, શુભસાંડ ( ? ) ઘેહડ, સોમ, અજયદેવ, ખેતહરિ, તેનો ન્હાનો ભાઇ પૂનહરિ, બાપણ, દેદો, રત્નો, અને છાજુ ( આદિ ). આ બધા જિનભકત હતા. એમણે બધાએ ભેગા મળીને પાર્શ્વનાથની વિધિપૂર્વક હમેશાં પૂજા થતી રહે તેના માટે નીચે પ્રમાણે લાગો બાંધ્યો. વસ્ત્ર, ખાંડ, કુષ્ટ, મુરૂ, માંસી, સટંકણ ( ? ) ચામડું, રંગ આદિ દ્રવ્યથી ભરેલા એક બળદ દીઠ એક દ્રમ્મ; તથા ગોળ, કાબળ, તૈલ આદિ ચીજોથી ભરેલા બળદ પ્રતિ અડધો દ્રમ્મ; એમ બજારમાં આવતા માલ ઉપર કર ન્હાખ-

વામાં આવ્યો. આ કર વડે પાર્શ્વનાથની પૂજા વિગેરે થાય તેવું લખાણુ કર્યું. આ લખાણુની તારીખ સંવત ૧૩૫૨ ની છે. આ લખાણુ કરતી વખતે સારંગદેવ રાજા રાજ્ય કરતો હતો. છેવટના બે પદ્યોમાં જણાવ્યું છે કે–જે મંદિરના ખર્ચ માટે આ લાગો બાંધવામાં આવ્યો તેની દેખરેખ મુખ્ય કરીને નીચે જણાવેલા ગૃહસ્થો રાખતા હતા. તેમનાં નામો આ પ્રમાણેઃ–નાના, તેજા, ધના, મોષ, આહરા, દેવો, રાજ્યદેવ, ભોજદેવ, સાલ્હ અને રત્ના આદિ.

આ પ્રશસ્તિ ઠ. સોમાએ લખી અને સૂત્રધાર પાલ્હાકે કોતરી છે.

( ૪૫૦ )

આ લેખની એક હસ્ત લિખિત પ્રતિ મને વડોદરાના પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મ. ના શાસ્ત્ર સંગ્રહમાંથી મળી આવી છે. મૂળ લેખ કયાં આગળ આવેલો છે તે કાંઈ એ પ્રતિમાં લખેલું નથી. પરંતુ લેખમાં આપેલા વર્ણન ઉપરથી સમજી શકાય છે કે તે ખંભાતના ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરનો હોવો જોઈએ. આ લેખની ઉપરનો લેખ પણ ચિંતામણિપાર્શ્વનાથના મંદિરમાંજ આવેલો છે. પરંતું તે તો આના કરતાં બહુ જુનો છે. તેથી જણાય છે કે આ લેખમાં જણાવેલું ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર ઉપરના લેખમાં સૂચવેલા મંદિર કરતાં જુદું હોવું જોઈએ. આ લેખમાંની હકીકત પ્રમાણે તો સ્પષ્ટ જણાય છે કે એ મંદિર નવીનજ બાંધવામાં આવ્યું હતું. ખંભાત નિવાસી અથવા ત્યાંના પૂર્ણ માહેતગાર કોઈ શ્રાવક અથવા મુનિરાજ આ બાબતમાં તપાસ કરી કાંઇ હકીકત લખી જણાવશે તો અન્યત્ર એ બાબત ખુલાસો આપી શકાશે. અત્ર તો ફકત લેખનો સાર જ હાલમાં આપવામાં આવે છે.

આ લેખની છેવટે જે ગદ્ય ભાગ છે તે કોઇ સ્વતંત્ર બીજો લેખ હોય તેમ જણાય છે અને કોઇ પ્રતિમાનાં પદ્માસન નીચે કોતરેલો હોવાનું અનુમાન થાય છે. પદ્યભાગ ખાસ મ્હોટી શિલા ઉપર કોતરેલો હોવો જોઇએ.

આ લેખના એકંદર ૬૨ પદ્યો છે. તેમાં પ્રારંભના બે પદ્યોમાં ક્રમથી પાર્શ્વનાથ અને મહાવીર દેવની સ્તુતિ કરવામાં આવી છે. ૩ જા કાવ્યમાં ભગવાન્ શ્રીમહાવીરદેવના સુધર્મ ગણધર, જેમની શિષ્ય-સંતતિએ આ કાળમાં જૈન ધર્મનું સંરક્ષણ કર્યું છે તેમની પ્રશંસા છે. ૪ થા શ્લોકમાં સંવત્ ૧૨૮૫ માં તપાબિરૂદ પ્રાપ્ત કરનાર જગચ્ચંદ્રસૂરિનો ઉલ્લેખ છે. એ જગચ્ચંદ્રસૂરિની કેટલીક પેઢીએ હેમવિમલસૂરિ થયા અને તેમના શિષ્ય આનંદવિમલસૂરિ થયા. ( ૫ ) પોતાના સમયમાં સાધુસમુદાયને પોતાના આચારમાં શિથિલ થએલો જોઇ, સંવત્ ૧૫૮૨ માં તેમણે ક્રિયોદ્ધાર કર્યો. ( ૬ ) એ આનંદ વિમલસૂરિના શિષ્ય વિજયદાનસૂરિ થયા ( ૭ ) અને તેમના પટ્ટધર આચાર્ય સુપ્રસિદ્ધ શ્રીહીરવિજયસૂરિ થયા. ( ૮ ) પછીના ૫ શ્લોકોમાં હીરવિજયસૂરિના પુણ્યાવદાતોનું સંક્ષિપ્ત સૂચન કરેલું છે, તે આ પ્રમાણેઃ—સંવત્ ૧૬૩૯ માં તેમને અકબર બાદશાહે ફતેપુર (શિકરી) માં આદરપૂર્વક બોલાવ્યા હતા. બાદશાહે તેમના કથનથી પોતાના સમગ્ર દેશોમાં છ માસ સુધી જીવહિંસા થતી અટકાવી હતી. વળી તેણે પોતાના રાજ્યમાં જે 'જીજીઆ વેરો' લેવામાં આવતો હતો તેમજ મરેલા મનુષ્યોની સંપત્તિ સરકારમાં જમા કરવામાં આવી હતી તે, એ આચાર્યના ઉપદેશથી બંધ કરાવી હતી. શત્રુંજય નામનું જૈનોનું પવિત્ર સ્થળ બાદશાહે જૈનસમાજને સ્વાધીન કર્યું હતું અને તેની યાત્રા કરનાર યાત્રી પાસેથી જે 'મુંડકા વેરો' લેવાતો હતો તે બંધ કરવામાં આવ્યો હતો. મેઘજી નામના એક લુંકા મતનો પ્રસિદ્ધ અને આગેવાન સાધુ, પોતાના અનુયાયી એવા કેટલાક બીજા સાધુઓ સાથે, સ્વમતનો આગ્રહ છોડી હીરવિજયસૂરિનો શિષ્ય થયો હતો. ૧૪ માં પદ્યથી તે ૨૨ માં સુધીમાં એ હીરવિજયસૂરિના મુખ્ય શિષ્ય આચાર્ય વિજયસેનસૂરિના ગુણોનું સંક્ષિપ્ત વર્ણન આપવામાં આવ્યું છે. હીરવિજયસૂરિની માફક એમને પણ અકબર બાદશાહે ઘણા આદરપૂર્વક પોતાની પાસે લાહોર મુકામે મુલાખાત લેવા બોલાવ્યા હતા. ત્યાં બાદશાહની સભામાંજ કેટલાક બીજા વિદ્વાનો સાથે એમણે શાસ્ત્રચર્ચા

કરી હતી અને તેમાં એમને 'વિજય' મળ્યો હતો. હીરવિજયસૂરિના કથનથી જેવી રીતે બાદશાહે પોતાના સામ્રાજ્યમાં છ મહિના સુધી જીવહિંસા થતી બંધ કરી હતી તેવીજ રીતે એમના કથનથી પણ તેણે પુનઃ કર્યું હતું. વિશેષમાં તેણે આ વખતે ગાય, ભેંસ, બળદ, અને પાડાને મારવાનો, સર્વથા અને સદાને માટે પ્રતિબંધ કર્યો હતો.

અહિંથી પછી, લેખના મુખ્ય નાયક જે પરીખ વજીઆ રાજીઆ છે તેમની હકીકત શુરૂ થાય છે.

ગન્ધારપુરમાં, પૂર્વે શ્રીમાલી વંશના પરીક્ષક કુટુંબનો આલ્હણસી નામે એક પ્રસિદ્ધ અને પુણ્યવાન્ ગૃહસ્થ થઈ ગયો. ( ૨૩ ) તેનો પુત્ર દેલ્હણસી, તેનો મુહલસી, તેનો સમરા, તેનો અર્જુન અને તેનો ભીમ નામે પુત્ર થયો. ( ૨૫ ) ભીમને લાડૂ નામની ગૃહિણીથી જસીઆ નામે સર્વજનપ્રિય પુત્ર થયો, અને તેની સાક્ષાત લક્ષ્મી જેવી જસમાદેવી નામે પત્ની થઈ. ( ૨૬ ) એ પુણ્યશાલી દમ્પતીને વજીઆ અને રાજીઆ નામે બે પિતૃવત્સલ અને સજ્જનમાન્ય શ્રેષ્ઠ પુત્રો થયા. (૨૬) વજીઆને વિમલાદેવી નામે અને રાજીઆને કમલાદેવી નામે પતિભક્તા પત્ની હતી. (૨૭) તેમાં મોટા ભાઈને એક મેઘજી નામે સુપુત્ર થયો. (૨૮ પાછળથી વજીઆ અને રાજીઆ બંને પ્રેમપરાયણ ભાઈઓ પોતાની જન્મભૂમિ ગંધાર છોડી ખંભાતમાં આવી રહ્યા. (૨૯)ત્યાં બંને ભાઈઓએ પોતાના હાથે ઉપાર્જન કરેલી અઢળક લક્ષ્મીનો સદ્માર્ગે વ્યય કરી ખૂબ યશ મેળવ્યું. ( ૩૦ ) તેમની કીર્તિ સર્વત્ર ખૂબ પ્રસરી અને તે તરફ સાર્વભૌમ બાદશાહ અકબરના અને આ તરફ પોર્તુગાલના ગવર્નરના દરબારમાં તેમને ઘણું માન મળતું હતું. ( ૩૧ ) તે બંને ભાઈઓ, આચાર્ય હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિના પરમ ભક્ત હતા અને તેમના ઉપદેશાનુસાર નિરંતર ધર્મકાર્યમાં આગેવાની ભર્યો ભાગ લેતા હતા. ( ૩૨ ) આ બંને બંધુઓએ સંવત ૧૬૪૪ માં વિપુલ ધન ખર્ચી પાર્શ્વનાથ અને વર્દ્ધમાન એમ બે તીર્થંકરોની પ્રતિમાઓની ઘણા આડંબર અને હાડપૂર્વક વિજયસેનસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી.

( ૩૩-૩૪ ) તેમાં પાર્શ્વનાથની પ્રતિમાને 'ચિન્તામણિ પાર્શ્વનાથ'નામે સ્થાપન કરી. ( ૩૫ ) એ પ્રતિમા ૪૧ આંગળ ઉંચી અને શેષનાગથી સેવિત હતી. ( ૩૬ ) તેમજ મસ્તક ઉપર સર્પની સાત ફણાઓ કોતરેલી હતી. ( ૩૭-૩૮ ).

આ પછી, ૨૧ શ્લોકોમાં, આ બંને ભાઇઓએ કરાવેલા ચિંતામણિ પાર્શ્વનાથ નામના મંદિરનું, કે જેમાં ઉપર્યુક્ત પ્રતિમાઓ સ્થાપન કરવામાં આવી હતી તેનું, વર્ણન આપવામાં આવ્યું છે. તે આ પ્રમાણે:—

એ મંદિરમાં બાર સ્તંભો હતા, અને છ દ્વારો હતાં. સાત ન્હાની ન્હાની દેવકુલિકાઓ હતી અને બે દ્વારપાલોની મૂર્તિઓ હતી. મૂલ પ્રતિમાની આસપાસ બીજી પંચવીસ ઉત્તમ મૂર્તિઓ સ્થાપન કરવામાં આવી હતી. એ મંદિરમાં વળી, એક ભવ્ય ભૂમિગૃહ ( ભોંયરૂં ) હતું જેને ૨૫ પગથિઆં હતાં. એ સોપાનની સામેજ સુંદરાકૃતિવાળી ગણેશની મૂર્તિ બેસાડેલી હતી. એ ભૂમિગૃહ સમચતુરસ્ર ( ચોરસ ) હતું અને દશ હાથ જેટલું ઉંચું હતું. એની અંદર બીજી ન્હાની ન્હાની ૨૬ દેવકુલિકાઓ હતી અને પાંચ એનાં દ્વાર હતાં. એ ભૂમિગૃહના પણ બે દ્વારપાલો હતા, તેમજ ચાર ચામરધારકો હતા. એની વેદિકા ઉપર ૩૭ આંગળ પ્રમાણ આદિનાથની, ૩૩ આંગળ પ્રમાણ મહાવીરદેવની અને ૨૭ આંગળ પ્રમાણ શાંતિનાથની પ્રતિમા સ્થાપિત કરવામાં આવી હતી. વળી એ ભૂમિગૃહમાં ૧૦ હાથિઓ અને ૮ સિંહો કોતરેલા હતા. આવી રીતે સ્થંભતીર્થ ( ખંભાત ) માં ભૂષણ સમાન અને જોવાલાયક એ મંદિર ઉક્ત બંને ભાઇઓએ બંધાવ્યું હતું. ( ૩૯-૫૯ ).

છેવટના ત્રણ શ્લોકોમાં, આ પ્રશસ્તિ બનાવનાર વિગેરેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.-કમલવિજય કોવિદના શિષ્ય હેમવિજય* કવિએ

* 'વિજયપ્રશસ્તિ' નામના કાવ્યની રચના કરનાર આજ હેમવિજય કવિ છે. પાર્શ્વનાથચરિત્ર, કસ્તૂરીપ્રકર, સૂક્તરત્નાવલિ, કથારત્નાકર, ઋષભશતક, કીર્તિકલ્લોલિની આદિ બીજી પણ અનેક કૃતિઓ એમની કરેલી છે. જુઓ વિજય પ્રશસ્તિ કાવ્યની પ્રશસ્તિ શ્લો. ૪૫-૫૫.

આ પ્રશસ્તિની રચના કરી હતી અને લાભવિજય[1] પંડિતે એનું સંશોધન કર્યું હતું. કીર્તિવિજય[2] નામના તેમના ગુરૂબંધુએ શિલા ઉપર લખી આપી હતી અને શ્રીધર નામના શિલ્પિએ ( સલાટે ) તેને કોતરી કાઢી હતી.

છેવટે જે ગદ્યભાગ છે તેમાં પણ ટુંકાણમાં આ આખા લેખની મુખ્ય હકીકત પુનઃ આપી દેવામાં આવી છે.



આ પ્રશસ્તિમાં આપેલું વર્ણન વિજયપ્રશસ્તિ કાવ્યના ૧૧ મા સર્ગમાં પણ અક્ષરેઅક્ષર આપેલું છે. એટલુંજ નહિં પરંતુ આમાંના ૩૭, ૩૮, ૩૯ અને ૫૯ નંબરનાં પદ્યો તો, થોડા શબ્દોના ફેરફાર સાથે, જેમના તેમજ એ કાવ્યના ઉક્ત સર્ગમાં મળી આવે છે. ત્યાં એમની સંખ્યા ક્રમથી ૪૯, ૫૦, ૫૩ અને ૬૯ ની છે. આમ હોવાનું કારણ સ્પષ્ટજ છે કે આ 'પ્રશસ્તિ' અને તે કાવ્યના કર્તા એકજ હોવાથી સ્વાભાવિક રીતેજ પ્રશસ્તિના પદ્યો કાવ્યમાં લઈ શકાય છે.



આ લેખમાં વર્ણવેલા પરીખ વજીઆ રાજીઆ સત્તરમી સદીમાં થઈ ગએલા સમર્થ શ્રાવકોમાંના એક મુખ્ય હતા. ખંભાત નિવાસી શ્રાવક કવિ ઋષભદાસે 'હીરવિજયરાસ' માં આ બંને ભાઈઓની હકીકત લંબાણથી આપી છે. કવિ ઋષભદાસ—

" પારેખ વજીઆ રાજીઆ, જૈન સિરોમણિ જાણ.
જિનમતવાસી જિન જપે, સિર વહે જિનની આણ[3]. "

આવા શબ્દોથી તેમના ગુણવર્ણનનો પ્રારંભ કરે છે, અને પૂર્વકાલમાં

---

૧ આ લાભવિજય તે ઘણું કરીને સુપ્રસિદ્ધ તાર્કિક મહોપાધ્યાય યશોવિજયજીના ગુરૂના ગુરૂ જે લાભવિજય છે તેજ હોવા સંભવ છે.

૨ કીર્તિવિજય પણ મહોપાધ્યાય વિનયવિજયજીના જે ગુરૂ થાય છે તેજ આ હોય તેમ સંભવે છે.

૩ જુઓ 'હીરવિજયસૂરિરાસ' પૃ. ૧૫૨, (દે. લા. ફંડ તરફથી મુદ્રિત).

થઇ ગએલા વિમલશાહ અને વસ્તુપાલ જેવા મહાન્ સમર્થ શ્રાવકોની સાથે તેમની તુલના કરે છે. તેમણે, ૧ ગંધારમાં, ૧ ત્રંબાવતી (ખંભાત) માં, ૧ નેજામાં અને ૨ બાહોડે એમ એકંદર પાંચ જિનમંદિરો બંધાવ્યાં હતાં. સોના, ચાંદી, રત્ન, પ્રવાલા અને પિત્તલ આદિ અનેક ધાતુઓની સંખ્યાબંધ તેમણે પ્રતિમાઓ બનાવરાવી હતી. તેવીજ રીતે પાષાણની પણ અગણિત પ્રતિમાઓ ભરાવી હતી. ઘણા મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. આબૂ, ગોડી અને રાણકપુર વિગેરે તીર્થોની યાત્રાર્થે તેમણે સંઘો કાઢયા હતા. અકબર બાદશાહના દરબારમાં પણ તેમનું બહુ માન હતું અને બાદશાહે તેમનું દાણ માફ કર્યું હતું. પોર્તુગાલના ( ફિરંગિઓના ) અધિકારિઓ પણ તેમનો ખૂબ સત્કાર કરતા હતા. તેમણે અનેકવાર અમારિ પળાવી હતી. ક્રોડો માછલિઓ અને ગાય, ભેંસ, બકરાં, પંખી વિગેરે પ્રાણિઓને જીવિતદાન અપાવ્યું હતું. તેમના કથનથી સરકારી અધિકારિઓ અનેક ગામોનો વિધ્વંસ કરતા અટકી જતા હતા. અનેક બંદિવાનોને તેમણે કેદખાનાઓમાંથી છોડાવ્યા હતા. બાદશાહ તરફથી તેમને આવું માન આપવામાં આવ્યું હતું કે ફાંસિએ લટકાવેલો મનુષ્ય પણ જો તેમની દૃષ્ટિએ પડી જાય તો તેની ફાંસી માફ થઇ શકતી હતી. ઋષભદાસ કવિ કહે છે કે–રાજીઆના ગુણોનો કહેતાં પાર આવે તેમ નથી.

" અનેક ગુણ રાજીઆ કેરા, કહેતાં ન પામું પારરે. "

તેના આવા અનેક ગુણોમાંથી એક પ્રસંગનો ખાસ ઉલ્લેખ કરતાં એ ખંભાતી કવિ કહે છે કેઃ—

એક વખતે ચેઉલ ( ચીઉલ ) ના એક ખોજગીને બીજા કેટલાક માણસો સાથે કેદ કરીને ફીરંગી લોકો ગોવામાં લઇ આવ્યા. તે ખોજગીએ ઘણા ઘણા પ્રયત્નો કર્યા પરંતુ તેને કોઇ પણ રીતે છોડવામાં ન આવ્યો. એટલામાં, એ ફિરંગીઓનો અધિકારી જેનું નામ વિજરેજલ હતું તેની પાસે પરીખ રાજીઓ જઇ ચઢયો અને તેની નજરમાં તે ખોજગી આવતાં, તેણે વિજરેજલને તે બધાને છોડી

મુકવાનું કહેતાં તુરત છોડી તેમને દેવામાં આવ્યા હતા. પરંતુ પાછળથી વિજરેજલે તે ખોજગી ઉપર એક લાખ લ્યાહરી ( તે વખતે ચાલતું નાણું ) નો દંડ કર્યો. જો એ દંડ ભરે તોજ તે પોતાના દેશમાં જઇ શકે તેમ હોવાથી પોતાનો કોઇ જામીન થાય તેમ તે ખોજગી કહેવા લાગ્યો. પરંતુ જામીન કોઇ ન મળવાથી, ફિરંગીઓ તેને છોડવા માટે આનાકાની કરવા લાગ્યા. જ્યારે આ વાતની ફરી પરીખ રાજીઆને ખબર પડી ત્યારે તે ખોજગીનો જામીન થયો અને તેને છુટો કરાવી પોતાની વખારે તેડી લાવ્યો. ત્યાં આવી ખોજગી બહુ ખિન્ન થયો અને પોતાની પાસે તે વખતે કાંઇ પણ ન હોવાથી હતાશ થઇ મરવા તૈયાર થયો. તેને રાજીઆએ ધીરજ આપી તેના વાસસ્થાન ચિઉલ બંદરે રવાનો કર્યો. ત્યાંથી તેણે એક લાખ લ્યાહરી મોકલી આપી. અને આવી રીતે વિના સ્વાર્થે પરોપકાર કરવાથી તેમજ પોતાને જીવિતદાન અપાવ્યાથી તે ખોજગી પરીખ રાજીઆનું હમેશાં ગુણગાન કરતો હતો.

એક વખતે તે ખોજગીએ ૨૨ ચોરોને પકડ્યા હતા અને જૈનોના પર્યુષણમાં આવતા તેલાધરના દિવસે ( ભાદ્રવા સુદી ૧ ) તેમને તરવાર વડે મારી નાંખવાનો હુકમ કર્યો હતો. જલ્લાદો તરવારો ખેંચી જેવા તેમને મારવા જાય છે તેવાજ તે ચોરો તે દિવસનું સ્મરણ થઇ આવવાથી બોલી ઉઠ્યા કે આજે તો પરીખ રાજીઆનો મ્હોટો તહેવાર છે તેથી અમને ન મારો. ખોજગી રાજીઆનું નામ સાંભળી બહુ ખુશી થયો અને તે ચોરોને તુરત છોડી દઇ બોલ્યો કે રાજીઆ તો મ્હારો મ્હોટો મિત્ર અને જીવિત આપનાર છે. ઇત્યાદિ આવી રીતે એ મહાન્ શ્રાવકના પુણ્યાવદાતોનો ઉલ્લેખ કરતા છેવટે એ કવિ કહે છે કે–

'મુનિવરમાં ગુરૂ હીરજી, અસુર અકબ્બર સાર;
વણિગ વંશમાં રાજીઆ, દયા દાન નહિં પાર.'

ગોવામાં, એક વખતે ફિરંગીઓ એક કોઇનું મ્હોટું વહાણ પકડી લાવ્યા હતા અને તેમાંના માણસોની મિલ્કત લુટી લઇ તેમને મારવાની તૈયારી કરતા હતા. પરીખ રાજીઆને ખબર પડતાં તેણે તે બધાને

છોડાવ્યા હતા અને તેમનો માલ પાછો અપાવ્યો હતો. સંવત્ ૧૬૬૧ માં જ્યારે ભારે દુષ્કાળ પડયો ત્યારે તેણે ચાર હજાર મણ અનાજ મફત આપી સેંકડો વંશોને મોતથી ઉગાર્યા હતા. ઘણા માણસોને રોકડ રૂપિઆ આપ્યા હતા. અનેકોને ગુપ્તદાન આપ્યું હતું. ગામેગામ પોતાના માણસો મોકલી અનેક દુઃખી અને ભૂખ્યા કુટુંબોને ગુપ્ત રીતે અન્નદાન આપતો હતો. અનેક ગામોમાં તેણે પૌષધશાળાઓ બંધાવી આપી હતી. લોકોને ઘેર ચંદરવા, પુંઠયા, તેમજ રોકડ નાણાની લ્હાહણી આપી હતી. આવી રીતે એકંદર તેત્રીસ લાખ રૂપીઆ દાનપુણ્યમાં ખર્ચ્યા હતા. પાછળથી તેનો પુત્ર પારીખ નેમિ પણ તેની કીર્તિને વધારે એવાં સુકૃત્યો કરનાર નિકળ્યો હતો અને તેણે પણ શત્રુંજય તીર્થનો સંઘ કાઢી સંઘપતિનું તિલક કરાવ્યું હતું."

( જુઓ હીરવિજયસૂરિરાસ, પૃ. ૧૫૨ થી ૧૫૭ સુધી. )

---

## કાવી તીર્થના લેખો.

( ૪૫૧ )

મહી નદી જ્યાં આગળ ખંભાતની ખાડીમાં મળે છે તેના મુખ આગળ, ખંભાતના સામા કાંઠે, એક કાવી કરીને ન્હાનું સરખું ગામ છે. તેની અંદર બે મ્હોટાં જિન મંદિરો આવેલાં છે જેમાં એક આદિનાથ ભગવાનનું છે અને બીજું ધર્મનાથ તીર્થંકરનું છે. બીજું મંદિર વિસ્તારમાં બહુ મ્હોટું છે અને તેની આસપાસ ૫૨ દેવકુલિકાઓ આવેલી હોવાથી તે બાવનજિનાલય મંદિર કહેવાય છે.

સાધારણ રીતે એ સ્થાન તીર્થભૂત મનાય છે અને આસપાસના કેટલાક જૈનો ક્યારે ક્યારે સંઘ કાઢીને પણ એ તીર્થની યાત્રાર્થે જાય છે. નંબર ૪૫૧ થી ૪૫૪ સુધીના લેખો એજ કાવીતીર્થના ઉક્ત બંને મંદિરોમાંથી મળી આવ્યા છે. સંવત્ ૧૯૬૭ ની સાલમાં વડોદરાથી એક ગૃહસ્થે એ તીર્થની યાત્રાર્થે સંઘ કાઢયો હતો. તેમાં હું પણ તે

વખતે એક યાત્રી તરીકે સામીલ હતો. આ લેખો હું તે વખતેજ ત્યાંથી ઉતારી લેતો આવ્યો હતો.

નં. ૪૫૧ નો મુખ્ય લેખ આદિનાથના મંદિરમાં, મૂલગર્ભાગારના દ્વારની ડાબી બાજુએ આવેલા એક ગોખલામાં ચોંટાડેલી શિલામાં કોતરેલો છે. શિલાનો માપ વિગેરે હું તે વખતે કાંઇ લઇ શકયો નહિં ફક્ત નકલ જ ઉતારી શકયો હતો.

આ લેખમાં ૩૨ પદ્યો છે. તેમાં પ્રથમના એક પદ્યમાં આદિનાથની સ્તુતિ કરવામાં આવી છે અને તે પછીના ૧૨ પદ્યોમાં, ઉપરના લેખ પ્રમાણેજ, પ્રતિષ્ઠાકર્તા આચાર્ય વિજયસેનસૂરિ પર્યંતના કેટલાક તપગચ્છના મુખ્ય મુખ્ય આચાર્યોનો ઉલ્લેખ કરેલો છે.

૧૪ મા પદ્યથી મંદિર બંધાવનાર ગૃહસ્થનું વંશવર્ણન શુરૂ થાય છે. તે આ પ્રમાણેઃ—

ગુજરાત દેશમાં સુપ્રસિદ્ધ એવા વડનગર નામના શહેરમાં નાગર જ્ઞાતિની લઘુ શાખામાં ભદ્રસિઆણા ગોત્રવાળો એક દેપાલ ગાંધી કરીને ધર્મિષ્ઠ ગૃહસ્થ રહેતો હતો. તેને અલુઆ નામે પુત્ર થયો અને તેનો પુત્ર લાડિક નામે થયો. એ લાડિકને પોતાની પત્ની (?) નામે પત્નીથી બાહુક અને ગંગાધર નામે બે પુત્રો થયા હતા. તેમાં બાહુઆ પોતાના ધર્મ કર્મથી વ્યાપારિઓમાં મુખ્ય ગણાવા લાગ્યો હતો. તેને બે સ્રિઓ હતી, તેમાં પહેલીનું નામ પોપટી અને બીજીનું નામ હીરાદેવી હતું. પોપટીને કુંઅરજી નામે એક પુત્ર થયો હતો અને હીરાદેવીને ધર્મદાસ, સુવીરદાસ એમ બે પુત્રો હતા. પોતાના આ બધા સ્વજન-બંધુવર્ગ સાથે સાથે બાહુઆ ગાંધી વડનગરથી નિકળી વ્યાપારાર્થે ત્રંબાવતી કે જે સ્તંભતીર્થના નામે પ્રસિદ્ધ છે તેમાં, ( ખંભાતમાં ) આવીને વસ્યો હતો. ત્યાં એને વ્યાપારમાં પુષ્કળ ધનપ્રાપ્તિ થઇ હતી અને લોકોમાં સન્માન પણ બહુ વધ્યું હતું. આવી રીતે તે સન્માન, સંતાન, ધન અને યશથી દિન પ્રતિદિન અધિક ઉન્નત થતો જતો હતો. તેવા પ્રસંગે તેણે આચાર્ય શ્રી હીરવિજયસૂરિનો ધર્મોપદેશ સાંભળી જૈન ધર્મનો

સ્વીકાર કર્યો હતો અને પૂર્વનો પોતાનો મિથ્યા મત છોડી દીધો હતો. આવી રીતે તે પરમ શ્રાવક થયો, અને સાધર્મિક ભાઇઓને તેમજ મુમુક્ષુ વર્ગને દાન આપી, સ્વજનોને સન્માન આપી અને દીનજનોના દુઃખો દૂર કરી, પોતાની સંપત્તિને સફળ કરતો હતો.

શત્રુંજય તીર્થની સ્થાપના રૂપે પ્રસિદ્ધ એવા કાવી નામના તીર્થના ચૈત્ય ( મંદિર ) ને લાકડા અને ઇંટથી બનેલું જોઇ તે બાહુઆ ગાંધિએ એક વખતે મનમાં વિચાર કર્યો કે જો આ મંદિરને પાકું બંધાવી સદાના માટે દૃઢ ( મજબૂત ) બનાવવામાં આવે તો મહાન્ પુણ્યની સાથે મ્હારી લક્ષ્મી પણ સફળ થાય. આ વિચારથી પ્રેરાઇ તેણે સંવત્ ૧૬૪૯ માં આખું મંદિર નવું તૈયાર કરાવ્યું, અને પછી વિજયસેનસૂરિના હાથે તેની પ્રતિષ્ઠા કરાવી.

છેવટના બે પદ્યોમાં, આ પર દેવકુલિકાયુક્ત પુણ્યના સત્રરૂપ યુગાદિ જિનના મંદિરનું સ્થાયિત્વ ઇચ્છી આશીર્વાદ આપવામાં આવ્યો છે, અને લેખ સમાપ્ત કરવામાં આવ્યો છે.

( ૪૫૨ )

આ નંબરનો લેખ પણ એજ મંદિરમાં કોતરેલો છે ( સ્થળની નોંધ મળી શકી નથી ). એમાં પણ સંક્ષેપમાં ગદ્યમાં ઉપરની જ હકીકત નોંધેલી છે. નવીન કાંઇ નથી.

( ૪૫૩ )

આ લેખ, ધર્મનાથમંદિરમાં આવેલો છે. હકીકત આ પ્રમાણે—

બાદશાહ અકબર જલાલુદ્દીનના વિજયરાજ્યમાં, ગરાસિયા રાઠોડ પ્રતાપસિંહના અધિકાર વખતે, ખંભાત વાસ્તવ્ય લઘુનાગર જ્ઞાતિના ગાંધી બાહુઆના પુત્ર વીરજીએ, સંવત્ ૧૬૫૪ માં કાવીતીર્થમાં, પોતાના પુણ્યાર્થે આ ધર્મનાથ તીર્થ કરનું ' રત્નતિલક ' નામે બાવન જિનાલય-વાળું મંદિર બંધાવ્યું છે. સેઠ પીતાંબર વીરા તથા સેઠ શિવજી બોધા તેમજ રાજનગર ( અમદાબાદ )ના રહેવાસી ગજધર વિશ્વકર્મા જ્ઞાતિના

સૂત્રધાર સતાના પુત્ર વીરપાલ તથા સલાટ સૂત્રભાણ, ગોરા અને દેવજી વિગેરેએ આ મંદિરની મુખ્ય દેખરેખ રાખી હતી.

( ૪૫૪ )

આ લેખ પણ એજ મંદિરમાં આવેલી આદિનાથની પાદુકા ઉપર કોતરેલો છે. મિતિ સં. ૧૬૫૬ ના વૈશાખ સુદી ૭ બુધવારની છે. ઉપરના લેખમાં જણાવેલા ગાંધી વીરદાસ તથા તેના ભાઇ ગાંધી કુંવરજી અને ધર્મદાસે મળીને આ પાદુકા કરાવી અને વિજયસેનસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી, આ હકીકત નોંધેલી છે.

( ૪૫૫ )

આ લેખનું અવલોકન, ઉપર નં. ૨૧ વાળા લેખના અવલોકન ભેગું જ ( જુઓ. ઉપર પૃ. ૩૮ ) આપી દેવામાં આવ્યું છે તેથી આના સંબંધમાં ત્યાંજ જોઇ લેવું.

( ૪૫૬-૫૯ )

આ નંબરોવાળા ચાર લેખો ગંધાર નામના ગામના મંદિરમાં આવેલી પ્રતિમાઓ ઉપર કોતરેલા છે. લેખોમાંની હકીકત સ્પષ્ટ જ છે.

આ ગંધાર ગામ, ભરૂચ જીલ્લાના જંબુસર તાલુકાનાં આવેલું છે. એના આસપાસના પ્રદેશમાં એ પણ એક તીર્થ સ્થાન જેવું ગણાય છે. ઉપર વર્ણવામાં આવેલું કાવીતીર્થ અને આ તીર્થ. " કાવી—ગંધાર " આમ સાથે જોડકા રૂપેજ કહેવાય છે. આ ગંધાર ગામ તે સત્તરમા સૈકાનું પ્રસિદ્ધ ગંધાર બંદરજ છે જેના ઉલ્લેખ हीरसौभाग्य, विजयप्रशस्ति, विजयदेव महात्म्य અને हीरविजयसूरिरास વિગેરે ગ્રંથોમાં વારંવાર આવે છે. અકબર બાદશાહ તરફથી જ્યારે સંવત ૧૬૩૮ ની સાલમાં હીરવિજય સૂરિને આગ્રા તરફ આવવાનું આમંત્રણ આવ્યું હતું તે વખતે એ આચાર્યવર્ય આજ ગામમાં ચાતુર્માસ રહેલા હતા. હીરવિજય સૂરિ અને વિજયદેવ સૂરિ વિગેરે એ સૈકાના તપાગચ્છના સમર્થ આચાર્યો અતિઓ ઘણી વખતે આ ગામમાં આવેલા અને સેંકડો યતિઓની સાથે ચાતુર્માસ

રહેલાના ઉલ્લેખો વારંવાર ઉક્ત ગ્રંથોમાંથી મળી આવે છે. એ ઉપરથી જણાય છે કે તે વખતે એ સ્થળ ઘણુંજ પ્રસિદ્ધ અને સમૃદ્ધ શ્રાવકોથી ભરેલું હશે. આજે તો ત્યાં ફક્ત ૫-૨૫ ઝુંપડાઓ જ દૃષ્ટિગોચર થાય છે. જૂના મંદિરનાં ખંડેરો ગામ બહાર ઉભાં દેખાય છે. વર્તમાનમાં જે મંદિર છે તે ભરૂચ નિવાસી ગૃહસ્થોએ હાલમાંજ નવું બંધાવ્યું છે. એ સ્થળે, ફક્ત એ મંદિરના ખંડેર શિવાય બીજું કાંઇ પણ જૂનું મકાન વિગેરે પણ જણાતું નથી. અઢીસો ત્રણસો વર્ષ પહેલાં જે સ્થળ આટલું બધું ભરભરાટીવાળું હતું તેનું આજે સર્વથા નામ નિશાન પણ દેખાતું નથી તેનું કાંઇ કારણ સમજાતું નથી. ત્યાંના લોકોને પૂછતાં અમને કહેવામાં આવ્યું કે-એક વખતે એ ગામ ઉપર દરિયો ફરી વળ્યો હતો અને તેના લીધે આખું શહેર સમુદ્રમાં તણાઇ ગયું હતું. પરંતુ આ લેખોવાળી જિનપ્રતિમાઓ અને મંદિર કેમ બચવા પામ્યું અને બાકીનું શહેર કેમ સંપૂર્ણ નષ્ટ થઇ ગયું તેનું સમાધાન કાંઇ અમને અદ્યાપિ થઇ શક્યું નથી. શોધકોએ આ બાબતમાં વિશેષ શોધ કરવાની જરૂરત છે.

( ૪૬૦ )

## રાધનપુરનો શિલાલેખ.

આ લેખ રાધનપુર શહેરમાં આવેલા શાંતિનાથના ( પાંજરાપોળ વાળા ) મંદિરના ભૂમિગૃહ ( ભોંયરા ) માં ઉતરવાના પગથિઆઓ ઉપર એક મ્હોટી શિલામાં કોતરેલો છે. એમાં એકંદર ૪૧ પદ્યો છે અને તે દરેકનો સાર આ પ્રમાણે છેઃ—

પ્રથમના બે પદ્યોમાં શાંતિનાથની સ્તવના કરવામાં આવી છે. ૩ જા શ્લોકમાં જગતમાં પ્રસિદ્ધ એવા તપગચ્છનો ઉલ્લેખ કરેલો છે. એ ગચ્છમાં અકબર બાદશાહની સભામાં સત્કાર પ્રાપ્ત કરનાર આચાર્ય હીરવિજયસૂરિ અને તેમની પાટે વિજયસેનસૂરિ થયા. ( ૪-૬ ) વિજયસેનસૂરિની ગાદીએ રાજસાગરસૂરિ થયા કે જેઓ સાગરગચ્છના નાયક ચલાવનાર હતા. ( ૭-૮ ) તેમની પાટે વૃદ્ધિસાગરસૂરિ થયા.

(૯) અને તેમની પાટે લક્ષ્મીસાગરસૂરિ થયા. (૧૦–૧૧) લક્ષ્મીસાગરસૂરિની પાટે કલ્યાણસાગર થયા (૧૨) અને તેમની પાટે પુણ્યસાગરસૂરિ. (૧૩) એ પુણ્યસાગરસૂરિના સદુપદેશથી આ સુંદર મંદિર તૈયાર કરવામાં આવ્યું છે અને માઘ માસના શુકલપક્ષની તૃતીયા અને શુક્રવારના દિવસે તેની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. (૧૪–૧૫)

આ પછી, આ મંદિર બનાવનાર અને પ્રતિષ્ઠા કરાવનાર ગૃહસ્થના વંશનું વર્ણન છે. તે આ પ્રમાણે—

પૂર્વે શ્રીમાલવંશમાં, જૈનધર્મમાં પૂર્ણ શ્રદ્ધાવાન્ એવો સૂરા નામે પ્રસિદ્ધ પુરૂષ થયો. (૧૬) તેના વંશને વિસ્તારનાર એવો ક્ષેમા નામે તેનો પુત્ર હતો. (૧૭) તેના કુલમાં મુકુટ સમાન એવો જયતા નામે પુત્ર થયો જેણે રાજસાગરસૂરિ પાસેથી ધર્મબોધ ગ્રહણ કર્યો હતો. (૧૮) તેનો પુત્ર અભયચંદ્ર થયો અને તેને ૧ જાઠા, ૨ કપૂર, ૩ જસરાજ અને ૪ મેઘજી એમ ચાર પુત્રરત્નો થયાં. (૧૯) તેમાં જાઠાના પુત્ર જીવને પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્ય વડે ૪૨ જિન પ્રતિમાઓ કરાવી હતી. (૨૦) બીજા ભાઇ કપૂરનો સિચવંત નામે પુત્ર હતો અને તેણે પણ ૪૨ પ્રતિમાઓ બનાવરાવી હતી. (૨૧–૨૨) ત્રીજા ભાઇ જસરાજને દેવજી નામે પુત્ર હતો અને તેનો પુત્ર મૂળજી હતો. એ મૂલજીએ પણ દેવ અને ગુરૂની ૨૨ ચરણ પાદુકાઓ કરાવી હતી તથા કેટલીક જિનમૂર્તિઓ પણ ભરાવી હતી. (૨૩–૨૬) ચોથો ભાઇ જે મેઘજી હતો તેને મોતીચંદ્ર, દાનસિંહ અને ધર્મરાજ એમ ત્રણ પુત્રો હતા. એ ત્રણે ભાઇઓએ મળીને ૧૮ જિનપ્રતિમાઓ કરાવી હતી. (૨૭–૩૧) તેમણે, પછી ઘણા આડંબર પૂર્વક પ્રતિષ્ઠા મહોત્સવ કર્યો અને તેમાં સઘળા દેશના માણસોને આદરપૂર્વક આમંત્રણ કરી બોલાવ્યા હતા. તેમને ભોજન, પાન, વસ્ત્ર વિગેરે આપી ખૂબ સત્કાર્યા હતા. અનેક શાસ્ત્રના જ્ઞાતા અને પ્રતિષ્ઠા કાર્યમાં કુશળ એવા કેટલાએ શ્રીપૂજ્યોને પણ બોલાવ્યા હતા. (૨૮–૩૪ એ બધા શ્રી પૂજ્યો સાથે આચાર્ય પુણ્યસાગરસૂરિએ, સંવત ૧૮૩૮ ના ફાલ્ગુણ શુકલ દ્વિતીયાના દિવસે જ્યારે નક્ષત્ર રેવતી અને ચંદ્રમા વૃષ લગ્નમાં

સ્થિત હતો, તે વખતે, આ બધી મૂર્તિઓની, ન્યાસ અને ધ્યાનની મુદ્રાપૂર્વક શુભ પ્રતિષ્ઠા કરી. ( ૩૫-૩૭ ) આ બધી મૂર્તિઓ શ્રીશાંતિનાથના મંદિરમાં સ્થાપન કરવામાં આવી છે. ( ૩૮ ) છેવટના બે પદ્યોમાં આશીર્વાદ આપવામાં આવ્યો છે. ( ૩૯-૪૦ ) અંતે આ પ્રશસ્તિની રચના પુણ્યસાગરસૂરિના શિષ્ય અમૃતસાગરે કરી હતી, ( ૪૧ ) એમ જણાવી લેખ સમાપ્ત કરવામાં આવ્યો છે.

## રાંતેજ ગામના લેખો.

( ૪૬૧-૪૬૮ )

વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં રાંતેજ કરીને એક ન્હાનું સરખું ગામ છે. એ ગામમાં એક જૂનું જૈનમંદિર છે ત્યાંથી આ આઠ લેખો મળી આવ્યા છે. તેમાં પ્રથમના બે લેખો તો, મુખ્ય મંદિરની આજુબાજુ ફરતી જે દેવકુલિકાઓ છે તેમાંની એકમાં, ગૃહસ્થોની-શ્રાવક શ્રાવિકાઓની-મૂર્તિઓ નીચે કોતરેલા છે. આ મૂર્તિઓ કોઇ મહં. વિજય નામના પુરૂષે પોતાના કુટુંબીઓની મૂર્તિઓ સાથે સં. ૧૩૦૯ માં બનાવરાવી હતી. મૂર્તિઓના નામોનો પરસ્પર સંબંધ આ પ્રમાણે જણાય છેઃ—




બાકીના ૬ લેખો, એક ન્હાનું સરખું ભોંયરૂં છે તેમાં જે ઘણાક જૂના પરિકરો અને કાઉસગિઆઓ ભરી રાખેલા છે તેમના ઉપરના છે. એ ઠેકાણે આવા બીજા પણ ઘણા લેખો છે અને કેટલાક તો બહુ જૂના પણ છે. પરંતુ તે બધાને લેવાની તે વખતે બરાબર સવડ ન હોવાથી હું તે લઇ શકયો નથી.

લેખોમાંની હકીકત સ્પષ્ટજ છે.

## સલખણપુરના લેખો.

( ૪૬૯ થી ૪૯૭.)

આ ગામ પણ ઉપર જણાવેલા પ્રાંતમાં રાંતેજથી ૫-૭ ગાઉ ઉપર આવેલું છે. એ ગામમાં આગળ ઉપર બે ત્રણ મંદિરો હતા પરંતુ હાલમાં તે બધાને ભેગાં કરી એકજ નવું મંદિર તૈયાર કર્યું છે. એ મંદિરમાં પણ, ઉપર જણાવ્યા પ્રમાણે એક ભોંયરા જેવી કોટડીમાં જૂના પરિકરો અને પબાસણો મૂકી રાખેલા છે તેમના ઉપર આ બધા લેખો કોતરેલા છે. બધા લેખો ૧૪ મા સૈકાના પૂર્વ ભાગના છે અને તેમનામાં જુદા જુદા બે ત્રણ મંદિરોનાં નામો મળી આવે છે તેમજ બે ત્રણ ગચ્છના જુદા જુદા આચાર્યોનાં નામો પણ પ્રતિષ્ઠાકારક તરીકે ઉપલબ્ધ થાય છે. આ ઉપરથી જણાય છે કે એ સમયમાં બે ત્રણ મંદિરો એક સાથે જ એ સ્થાનમાં તૈયાર કરવામાં આવ્યાં હશે.

લેખોમાંનું વર્ણન ટુંકું અને સ્પષ્ટ રીતે સમજાય તેવું છે.

## સંખેશ્વર તીર્થના લેખો.

( ૪૯૭-૫૦૫ ).

આ નવ લેખો સંખેશ્વર તીર્થમાંથી મળી આવ્યા છે.

એમાંનો પ્રથમ લેખ, સંખેશ્વર પાર્શ્વનાથની જે મુખ્ય મૂર્તિ છે તેની આજુબાજુ બે કાયોત્સર્ગસ્થ પ્રતિમાઓ ( કાઉસગિઆઓ ) છે તેમના નીચે કોતરેલો છે.

અમદાવાદ નિવાસી, સા. જયતમાલના પુત્ર પુણ્યપાલે સં. ૧૬૬૬ માં, આ પરિકર કરાવી વિજયદેવસૂરિના હાથે તેની પ્રતિષ્ઠા કરાવી હતી.

આ પછીના ત્રણ લેખો, આજુબાજુની દેવકુલિકાઓમાં આવેલી પ્રતિમાઓ ઉપરથી મળી આવ્યા છે. હકીકત સ્પષ્ટ જ છે. નં. ૫૦૧ થી ૪ સુધીના લેખો, એ જ સંખેશ્વર ગામમાં જુના મંદિરના જે ખંડેરો છે તેમાંથી મળી આવ્યા છે. હાલમાં જે મંદિર છે તે ૧૮ મા કે ૧૯ મા

સૈકામાં બંધાવેલું છે. એની પહેલાં, આ લેખોવાળું જ જુનું મંદિર હતું. આ જુનું મંદિર પણ આ લેખો ઉપરથી જણાય છે તેમ ૧૭ મા સૈકામાં બંધાવવામાં આવ્યું હતું. विजयप्रशस्ति काव्य માં જણાવેલું છે કે વિજયસેનસૂરિના ઉપદેશથી સંખેશ્વર પાર્શ્વનાથનું નવું મંદિર બંધાવવામાં આવ્યું હતું. તે નવું મંદિર આજ ખંડેરોવાળું છે. આ મંદિર ઔરંગઝેબના જુલ્મી રાજ્યમાં નષ્ટ કરવામાં આવ્યું હોય તેમ જણાય છે અને પછીથી ફરી અત્યારે જે વિદ્યમાન છે તે મંદિર બંધાવવામાં આવ્યું છે. જે ખંડેરોમાંથી આ ૪ લેખો લેવામાં આવ્યા છે તે ખંડેરોમાં મૂલમંદિરનું તો અસ્તિત્વ જ નથી. તે તો જડ મૂળથી ઉખેડી નાંખવામાં આવ્યું હોય તેમ જણાય છે. પરંતુ તેની આજુબાજુની દેવકુલિકાઓ વિગેરેના ખંડેરો હજી જેવી તેવી હાલતમાં ઉભાં છે. એ દેવકુલિકાઓના દરેક દ્વાર ઉપર તેના બંધાવનારનાં નામો કોતરેલાં છે અને તેમાંના જ આ ૪ લેખો મુખ્ય છે.

વિજયસેનસૂરિના ઉપદેશથી જ્યારે આ મંદિર નવીનજ તૈયાર કરવામાં આવ્યું હતું તો તે પહેલાં એ મંદિર કે તીર્થની સ્થાપના ક્યાં હતી તે કાંઈ જણાયું નથી. કેટલાક લોકો, સંખેશ્વર ગામની બહાર થોડેક છેટે એક દટાઈ ગએલા મકાન જેવો જણાતો માટીનો ઢગ જણાય છે, તેનેજ અસલનું મૂલ મંદિર બતાવે છે. કદાચિત્ એ હકીકત સાચી પણ હોઈ શકે. કારણ કે મુસલમાની સમયમાં આવી રીતે વારંવાર મંદિરોની ભાંગફોડ થતી હતી અને તેના લીધે વારંવાર જગ્યાઓમાં ફેરફાર થતા હતા. એ કારણને લઈને ગામમાં જે જૂના મંદિરનાં ખંડેરો ઉભાં છે તેની પહેલાંનું જૂનું મંદિર જો લોકોના કહેવા પ્રમાણે ગામ બહાર હોય તો તેમાં અસંભવ જેવું નથી.

૫૦૫ નંબરનો લેખ મારવાડી ભાષામાં લખાએલો છે. સંવત્ ૧૮૬૮ માં જયપુર ( મારવાડ )ના સાહ ઉત્તમચંદ વાલચંદે ૫ હજાર રૂપીઆ એ મંદિરના જીર્ણોદ્ધાર અર્થે રાધનપુરવાળા જીવણદાસ ગોડીદાસની મારફત આપ્યા હતા તે રૂપીઆમાંથી જે જે સમાર કામ વિગેરે કરાવવામાં આવ્યું હતું તેની નોંધ આ લેખમાં આપેલી છે.

આ લેખ, સંખેશ્વરના મંદિરના દરવાજાના ડાબી બાજુ ઉપર એક પથ્થરમાં કોતરેલો છે.

## પાટણના લેખો.

( ૫૦૬-૫૩૩ )

આ નંબરો નીચે આવેલા લેખો પાટણના જુદા જુદા મંદિરોમાંથી મળી આવ્યા છે. તેમાં—

નં. ૫૦૬ થી ૫૧૯ સુધીના લેખો, પાટણના મુખ્ય અને સુપ્રસિદ્ધ પંચાસરા પાર્શ્વનાથના મંદિરમાંના છે. આ બધા લેખો, આચાર્યો, સાધુઓ કે શ્રાવકોની મૂર્તિઓ ઉપર તેમજ ચરણપાદુકાઓ ઉપર છે. પંચાસરાના મંદિરમાં પેસતાં ડાબી બાજુએ એક ન્હાની સરખી ઓરડી છે અને તેમાં આચાર્યો વિગેરેની જ બધી મૂર્તિઓ સ્થાપિત કરેલી છે. મુખ્ય વેદિકા ઉપર, આચાર્ય હીરવિજય સૂરિ, વિજયસેન સૂરિ અને વિજયદેવ સૂરિ એમ ત્રણે તપાગચ્છના પ્રભાવક આચાર્યોની એક સરખી અને એક જ આકારની મૂર્તિઓ બેસાડેલી છે. નં. ૫૧૧,૧૨ અને ૧૩ નંબરના લેખો એજ મૂર્તિઓ ઉપર-નીચે બેસણી ઉપર—કોતરેલા છે. પાટણ નિવાસી પોરવાડ જ્ઞાતિના દોસી શંકરની ભાર્યા બાઇ વાલ્હીએ પોતાના પુત્ર પૌત્રના પરિવાર સાથે આ મૂર્તિઓ કરાવી હતી.

બાકીના પણ બધા લેખો, એજ ઠેકાણેની જુદી જુદી મૂર્તિઓ ઉપર કોતરેલા છે. હકીકત સ્પષ્ટ રીતે સમજાય તેમ છે.

૫૨૦,૨૧ અને ૨૩ નંબરના લેખો, અષ્ટાપદના મંદિરમાંના છે. જેમાં ૫૨૦ નં. નો લેખ, એ મંદિરમાંના ભોંયરામાં આવેલી સુપાર્શ્વનાથની પ્રતિમા ઉપરથી લીધો છે. પ્રતિમાના પાછળના ભાગમાં પણ લેખ કોતરેલો હોવાથી આદિ અંતનો ભાગ વાંચી શકાતો નથી.

૫૨૧ નં. નો લેખ, એજ ભોંયરામાં એક આચાર્યની મૂર્તિ છે તેના ઉપર કોતરેલો છે.

૫૨૨ નં. નો લેખ, અંબિકા દેવીની મૂર્તિ ઉપર કોતરેલો છે. ભાવાર્થઃ—મલયસુંદરી નામની કોઇ સાધ્વીની શિષ્યા નામે બાઇ સુહવે પોતાના આત્મકલ્યાણાર્થે સં. ૧૩૬૧ માં આ અંબિકાદેવીની મૂર્તિ કરાવી હતી. જેની પ્રતિષ્ઠા સોમસૂરિના શિષ્ય ભાવદેવસૂરિએ કરી.

નં. ૫૨૩ અને ૨૪ ના લેખો, ટાંગડિઆ વાડાના મંદિરમાંથી લીધેલા છે. જેમાં ૨૩ નં. નો લેખ, વાયડગચ્છના સુપ્રસિદ્ધ આચાર્ય જિનદત્તસૂરિના ( વિવેકવિલાસ નામક લોકોપયોગી ગ્રંથના કર્તાના ) શિષ્ય મહાકવિ અમરચંદ્રસૂરિ કે જેમણે बालभारत વિગેરે ઉત્તમ ગ્રંથો રચ્યા છે તેમની મૂર્તિ ઉપર કોતરેલો છે. એ મૂર્તિ, સં. ૧૩૪૯ માં, પં. મહેન્દ્રના શિષ્ય મદનચંદ્રે કરાવી હતી.

૫૨૪ નંબરનો, ખરતરગચ્છના પ્રસિદ્ધ આચાર્ય જિનદત્તસૂરિની મૂર્તિ ઉપર લખેલો છે. છેવટના અક્ષરો જતા રહ્યા છે,

૫૨૫ નં. નો લેખ, ત્રભાડાવાડાના મંદિરમાં બહાર ગોખલામાં બેસાડેલી કોઇ શ્રાવકની મૂર્તિ ઉપર કોતરેલો છે.

૫૨૬ અને ૨૭ નં. ના લેખો, ઢંઢેરવાડાના મહાવીર મંદિરમાં વાયડગચ્છના બે ઉપાધ્યાયોની મૂર્તિઓ ઉપર કોતરેલા છે.

૫૨૮ નંબરનો લેખ વાસુપૂજ્યની ખડકીમાં આવેલા વાસુપૂજ્ય મંદિરમાંની એક મૂર્તિ ઉપર કોતરેલો છે. એ મૂર્તિ આચાર્ય વિનયચંદ્રસૂરિ કે જેઓ સૈદ્ધાંતિક પદ્વી ધરાવતા હતા ( એ આચાર્યે, कल्पनिरुक्त, मल्लिनाथ चरित्र વિગેરે અનેક ગ્રંથો લખ્યા છે ) તેમની છે.

૫૨૯ નં. નો લેખ, વખતજીના સેરીમાંના સંભવનાથના મંદિરમાં આચાર્ય વિજયસિંહસૂરિની મૂર્તિ ઉપર કોતરેલો છે.

૫૩૦ નં. નો લેખ, ખેત્રપાળની પોળમાં આવેલા શીતલનાથ મંદિરમાંની એક આચાર્યની મૂર્તિ ઉપર કોતરેલો છે.

૫૩૧ નં. નો લેખ, ભેસપતવાડામાં આવેલા ગૌતમ સ્વામિના નામે પ્રસિદ્ધ મંદિરમાંની મૂલ પ્રતિમા ઉપર કોતરેલો છે. આ લેખમાં જણાવ્યા પ્રમાણે એ મૂર્તિ, નાણકીયગચ્છના આચાર્ય સિદ્ધસેનસૂરિની છે અને તે સં. ૧૪૩૩ માં ધર્મે ( ને ? ) શ્વરસૂરિએ કરાવેલી છે. પરંતુ લોકો વગર સમજે, ફક્ત સાધુની મૂર્તિ જોઈનેજ તેને ગૌતમ-સ્વામિની મૂર્તિ કહે છે અને એ ભ્રમમાં ને ભ્રમમાંજ હજારો રૂપીઆ ખર્ચી ખાસ નવીન મંદિર તૈયાર કરાવી ગૌતમસ્વામિના નામે તેની પ્રતિષ્ઠા કરી છે !

૫૩૨ નંબરનો લેખ, મણીઆતીપાડામાં આવેલા સા. ઉજમ મૂલચંદના ઘરદેરાસરમાં રહેલી સ્ફટિકની પ્રતિમાના પરિકર ઉપર કોત-રેલો છે. એ પરિકર, સં. ૧૬૭૩ માં, પાટણનાજ નિવાસી શ્રીમાલી જ્ઞાતિના દો. ધનજી અને તેમની પત્ની અમરબાઈના પુત્ર દો. સંતાપીકે, પોતાની સ્ત્રી સહજલદે સાથે. ઋષભદેવની પ્રતિમાનો આ પરિકર કરાવ્યો હતો અને વિજયદેવસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી હતી. મૂળ લેખમાં વિજયદેવના બદલે વિજયસેન નામ છપાઈ ગયું છે તે ભૂલ થએલી છે.

૫૩૩ નંબરનો લેખ, જોગીવાડાના મંદિરમાં પાષાણનો એક ‘ યંત્રપટ્ટ ’ છે તેના ઉપર કોતરેલો છે. એ યંત્ર પાસચંદ્રસૂરિએ બનાવ્યું છે.

## બારેજા ગામના લેખો.

( ૫૩૪-૫૩૯ )

આ છ લેખો, અમદાબાદની પાસે આવેલા બારેજા નામના ગામ-માંથી મળી આવ્યા છે. એ ગામમાં બે મંદિરો છે તેમાં એક તો મ્હોટું મંદિર છે જે શેઠિયા ફળિઆમાં આવેલું છે અને બીજું એક ન્હાનું મંદિર છે તે આદીશ્વર ભગવાનનું કહેવાય છે. આ લેખોમાંથી ૫૩૬ નંબરનો લેખ, મ્હોટા મંદિરમાંની મૂલનાયકની પ્રતિમા ઉપર કોતરેલો છે. અને ૫૩૮ નં. નો લેખ, ન્હાના મંદિરના ઉપરના ઘુંમટવાળા

ભાગમાં કેટલીક પ્રતિમાઓ મુકી રાખેલી છે તેમાં બે કાઉસગ્ગિઆઓ છે તેમની ઉપર કોતરેલો છે.

## છાણી ગામનો લેખ.

( ૫૪૦ )

આ લેખ વડોદરા પાસે આવેલા છાણી નામના ગામના જૈનમંદિરમાંની એક મ્હોટી પાષાણપ્રતિમા ઉપર કોતરેલો છે. એ પ્રતિમા આદિનાથ તીર્થંકરની છે. સં. ૧૭૩૨ માં, ચિત્તોડના મહારાણા શ્રી રાજસિંહજીના રાજ્ય વખતે, ઓશવાલ જ્ઞાતિના સીસોદીયા ગોત્રવાળા સંઘપતિ રાજાજીએ, પોતાના વિસ્તૃત પરિવાર સાથે, એ પ્રતિમા કરાવી હતી. વિજયગચ્છના આચાર્ય વિજયસાગરસૂરિએ એની પ્રતિષ્ઠા કરી હતી.

## સુરતનો લેખ.

( ૫૪૧-૪૨ )

આ બંને લેખો, સુરત પાસે આવેલા લાઇન્સના જૈનમંદિરમાંની જિનમૂર્તિઓ ઉપર લખેલા છે.

સં. ૧૬૮૨ માં, અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ શાંતિદાસે કરાવેલી પ્રતિષ્ઠામાં આ પ્રતિમાઓ પ્રતિષ્ઠિત કરવામાં આવી હતી. આ બંને પ્રતિમાઓ શાંતિદાસ શેઠની માતા અને સ્ત્રીયે ક્રમથી તૈયાર કરાવી હતી. તેમની પ્રતિષ્ઠા, આચાર્ય વિજયદેવસૂરિના સમયે મહોપાધ્યાય વિવેકહર્ષગણિના શિષ્ય મુક્તિસાગરગણિના હાથે થઇ હતી.

## તારંગા તીર્થનો લેખ.

( ૫૪૩ )

આ લેખ તારંગાતીર્થના મૂલમંદિરના પ્રવેશ દ્વારની આજુબાજુએ જે બે દેવકુલિકાઓ છે તેમની વેદિકા ઉપર કોતરેલો છે. આ સંબંધી વિશેષ ખુલાસો, પ્રથમ પૃષ્ઠ ૧૧૯ માંની નોટમાં કરેલો છે. આ લેખ ગુર્જર મહામાત્ય વસ્તુપાલનો છે. સાર આ પ્રમાણેઃ—

સંવત્ ૧૨૮૫ ના ફાલ્ગુણ સુદી ૨ રવિવારના દિવસે, અણહિલ-પુરનિવાસી પ્રાગ્વાટ ( પોરવાડ ) જ્ઞાતિના ઠ. ચંડપના પુત્ર ઠ. ચંડપ્ર-સાદના પુત્ર ઠ. સોમના પુત્ર ઠ. આશારાજ અને તેની સ્ત્રી કુમારદેવીનો પુત્ર મહામાત્ય વસ્તુપાળ, જે ઠ. લૂણિગ અને મહં. માલદેવનો નાનો, તથા મહં. તેજપાલનો મ્હોટો બંધુ થતો હતો તેણે પોતાના પુણ્યની વૃદ્ધિને અર્થે, આ શ્રી તારંગાતીર્થ ઉપરના અજિતનાથદેવના મંદિરમાં, આદિનાથદેવની પ્રતિમા સાથે ખત્તક ( ગોખલું ) કરાવ્યું અને તેની પ્રતિષ્ઠા નાગેન્દ્રગચ્છના ભટ્ટારક વિજયસેનસૂરિએ કરી.

## બ્યાના ગામનો લેખ.

( ૫૪૪ )

આ લેખ, રાજપુતાનામાં આવેલા બ્યાના ગામમાંથી મળી આવ્યો છે. સં. ૧૧૦૦ ના ભાદ્રપદ કૃષ્ણ ૨ ના દિવસે, નિવર્તક કુલના કામ્યકગચ્છમાં થએલા આચાર્ય વિષ્ણુસૂરિના પટ્ટધર આચાર્ય મહેશ્વર-સૂરિ કે જેઓ શ્વેતાંબર સંપ્રદાયના એક અગ્રણી હતા તેઓ સ્વર્ગસ્થ થયા હતા, તેની નોંધ આ લેખમાં કરેલી છે.

## બાબરિયાવાડના લેખો.

( ૫૪૫-૪૮ )

આ ૪ લેખો, કાઠિયાવાડમાં આવેલા ઝાફરાબાદની પાસેના સીયાલ બેટમાંથી મળી આવેલી ૪ જિન પ્રતિમાઓ ઉપર કોતરેલા છે. એ પ્રતિમાઓ પાષાણની છે અને એક ખેત્રમાંથી હાથ લાગી હતી. “ સીયાલબેટમાં ઘણા તલાવો અને વાવ-કુવાઓ નાશ પામેલી સ્થિ-તિમાં છે, અને ઘણાક પુરાઇ ગએલા છે. હાલમાં ત્યાં લગભગ ૩૦ વાવ-કુવાઓ છે જેમાં થોડું ઘણું પાણી રહ્યાં કરે છે. ગંગા તલાવ નામનો એક જૂનો તલાવ છે જેની લંબાઇ પહોળાઇ ૧૫૦ ચોરસ ફીટ છે. નષ્ટ થએલાં મકાનો અને મંદિરો કે જેમના વિષયના લેખો મળી આવ્યા છે તે ઉપરથી જણાય છે કે, એ સ્થાને એક વખતે મોટું અને ઉન્નત શહેર હશે. ”-‘ રિવાઇઝડ લીસ્ટ્સ ઑફ ઍન્ટીકવૅરિઅન રિમેન્સ ઇન્ ધી બૉમ્બે પ્રેસીડેન્સી, પૃ. ૨૫૩.

લેખોમાંની હકીકત સ્પષ્ટ સમજાય તેમ છે.

## પાલણપુરના લેખો.

### ( ૫૪૯–૫૫૫ )

આ નંબરોવાળા લેખો, પાલણપુરના પલ્લવિઆ પાર્શ્વનાથ તેમજ બીજા મંદિરમાંની પ્રતિમાઓ ઉપરથી લીધેલા છે.

૫૪૯ મો લેખ, એક શ્રાવક દમ્પતિના મૂર્તિયુગલ ઉપર કોતરેલો છે. આ મૂર્તિ યુગલ સોની આલ્હણના પુત્ર શ્રે૦ સાછલ અને તેની ભાર્યા સુહવદેવીનું છે. બનાવનાર તેમનો પુત્ર મુંજાલ છે.

૫૫૦ મો લેખ, પલ્લવિયા પાર્શ્વનાથમંદિરમાં આવેલી બે કાયોત્સર્ગસ્થ પ્રતિમાઓ ઉપર કોતરેલો છે. શેઠ આબૂના વંશમાં થએલા શ્રે૦ ધીણાંકે પોતાના માતપિતાના શ્રેયાર્થે આ જિનયુગલ કરાવ્યું હતું અને તેની પ્રતિષ્ઠા મડાહડીય ગચ્છના ચક્રેશ્વરસૂરિના સંતાનીય સોમપ્રભસૂરિના શિષ્ય વર્દ્ધમાનસૂરિએ કરી હતી.

૫૫૧ મો લેખ, પણ તેજ મંદિરમાંની એક પ્રતિમા ઉપર લખેલો છે. કોઈ લોહદેવ નામના શેઠના પુત્ર આસધર, તથા, સા. થેહડના પુત્ર ભુવનચંદ્ર અને પદ્મચંદ્રે મળીને પોતાના કુટુંબના શ્રેય માટે એ મૂર્તિ કરાવી હતી. એની પ્રતિષ્ઠા, વાદીન્દ્ર ધર્મઘોષસૂરિની શિષ્ય સંતતિમાં થએલા જિનચંદ્રસૂરિના શિષ્ય ભુવનચંદ્રસૂરિએ કરી હતી.

૫૫૨ મો લેખ, એક આચાર્યની મૂર્તિ ઉપર ખોદેલો છે. તેમનું નામ સર્વદેવસૂરિ હતું. અને તેઓ કોરંટકગચ્છના કક્કસૂરિના શિષ્ય હતા. આ મૂર્તિ સં. ૧૨૭૪ માં, કોઈ ઓસના પુત્ર રા૦ ( રાઉલ ? ) આંબડ સંઘપતિએ કરાવી હતી. પ્રતિષ્ઠિત કરનાર આચાર્ય *કક્ક-સૂરિ હતા.

* આ કક્કસૂરિને ઉપરના સર્વદેવસૂરિના ગુરૂ તરીકે જણાવેલા કક્ક-સૂરિથી જુદા સમજવા કારણ એ છે કે એ ગચ્છમાં ત્રીજી, ચોથી યા પાંચમી પાટે એનું એજ નામ ફરી ધારણ કરવામાં આવે છે. તેથી એ ગચ્છમાં એકના એકજ નામવાળા અનેક આચાર્યો થયા છે.

૫૫૩ મો લેખ, પણ એક આચાર્યની મૂર્તિ ઉપર કોતરેલો છે. એ આચાર્ય ઉકેશગચ્છના હતા અને તેમનું નામ સિદ્ધસૂરિ હતું. કોઇ વરદેવસુત શુભચંદ્રે એ મૂર્તિ બનાવરાવી હતી અને કકકસૂરિએ+ પ્રતિષ્ઠિત કરી હતી.

૫૫૪ નો લેખ, કપર્દિ નામે યક્ષની મૂર્તિ ઉપર લખેલો છે. એ મૂર્તિ ષંડેરકગચ્છના સંઘવી સાઢલે પોતાના કુટુંબના કલ્યાણાર્થે બનાવી; હતી અને શાલિસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી હતી.

## અમદાબાદનો શિલાલેખ.

### ( ૫૫૬ )

આ લેખ અમદાબાદમાં આવેલી સુપ્રસિદ્ધ હઠીભાઇની વાડીના ધર્મનાથ મંદીરનો છે. લેખની ઉંચાઇ ૨ ફીટ ૯ ઇંચ અને પહોળાઈ ૧ ફુટ ૭ાા ઇંચ છે. લેખની પંક્તિઓ ૩૯ છે. ભાષા સંસ્કૃત અને શ્લોકમય છે. શ્લોક સંખ્યા ૩૪ છે. સાર આ પ્રમાણે:—

અમદાબાદ નગરમાં, અંગરેજ બહાદુર કંપની સરકારના રાજ્ય અમલ વખતે, ઉકેશ (ઓસવાલ) વંશમાં જીવદયા ધર્મ પાલનાર શાહ શ્રીનિહાલચંદ્ર નામે એક પ્રસિદ્ધ પુરૂષ થયો. તેનો પુત્ર શાહ શ્રીખુસાલ ચંદ્ર થયો. તેની માણુકી નામા ધર્માત્મા પત્ની હતી. તેના ઉદરે કેશરી-સિંહ નામે પુત્ર અવતર્યો. તેને સૂરજ નામે પત્નીથી સુપ્રસિદ્ધ શેઠ શ્રીહઠીસિંહ નામે સુતરત્ન થયો જેણે જાતેજ વિપુલ દ્રવ્ય મેળવ્યું અને પોતાને હાથે જ મુક્તહસ્તે ખાધું ખર્ચ્યું. તે શેઠે અમદાબાદની ઉત્તર બાજુએ એક ભવ્ય વાડી બનાવીને તેની અંદર સુંદર નવીન જિન મંદિર બંધાવ્યું અને અનેક જિન પ્રતિમાઓ કરાવી. એ મંદિર ૫૨ જિનાલયવાળું છે. એને ત્રણ માળ અને ત્રણ શિખર છે. બે રંગ-મંડપો છે. એવા એ મનહર મંદિરની અંદર શાંતિસાગરસૂરિના હાથે પ્રતિમાઓ પ્રતિષ્ઠિત કરવામાં આવી. ( શ્લો. ૧–૮ )

---

+ આ ગચ્છમાં પણ ઉપરોક્ત ગચ્છ પ્રમાણે એક સરખાં નામવાળાં અનેક આચાર્યો થયા છે તેમજ સિદ્ધસૂરિ અને કકકસૂરિ જેવાં નામો દર ત્રીજી ચોથી વારે આવે છે

૯ માંથી ૧૨ માં શ્લોક સુધી ગુજરાત દેશ અને અમદાબાદ શહેરનું વર્ણન આપ્યું છે. એજ શહેરમાં વ્યાપારિઓનો આગેવાન અને અખૂટ ધનનો સ્વામી એવો એ પૂર્વે જણાવેલો હઠીસિંહ નામે શેઠ રહેતો હતો. તેને એક રૂકિમણી અને બીજી હરકુંઅર નામે સુચતુર પત્ની હતી. જયસિંહ નામે તેમનો સુપુત્ર હતો. જ્યારે હઠીસિંહ શેઠ સ્વર્ગે ગયા ત્યારે તેમના કથનાનુસાર તેમની શુશીલ સ્ત્રી હરકુંઅરે ઉપર વર્ણવેલું મંદિર વિગેરે સઘળું કામ પૂર્ણ કરાવ્યું હતું. શેઠાણી હરકુંઅર જો કે સ્ત્રી હતી પરંતુ તેણે પુરૂષો પણ ન કરી શકે એવાં મહાન કામો કર્યાં હતાં. ( શ્લો. ૧૬ ) તેણે ઉક્ત મંદિરના પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે ગામે ગામ કુંકુમ પત્રિ-કાઓ અને દૂતો મોકલીને સઘળા ઠેકાણેના ચતુર્વિધ સંઘોને આમં-ત્રણ આપ્યું હતું. તદનુસારે હજારો ગામોના લોકો અને સંઘો હર્ષભેર અમદાબાદ આવ્યા હતા. અનેક આચાર્યો અને સંઘપતિઓ સાથે સંઘ લઇને આવ્યા હતા. એકંદર, ચાર લાખ મનુષ્યો એ વખતે ભેગા થયા હતા. શેઠાણી હરકુંઅરે એ બધા સાધામભાઇઓનું ઘણું ધન ખર્ચી સ્વાગત કર્યું હતું. સંવત ૧૯૦૩ ( શાકે ૧૭૬૮ ) ના માઘ માસની સુદ છઠના દિવસે પ્રતિષ્ઠા મહોત્સવની શુરૂઆત થઇ હતી અને આડંબરપૂર્વક જલયાત્રાનો મોટો વરઘોડો એ દિવસે કાઢવામાં આવ્યો હતો. પછી, સાતમના દિવસે કુંભસ્થાપના કરવામાં આવી હતી. અને આઠમ-નવમના દિવસે નંદ્યાવર્તનું પૂજન કરવામાં આવ્યું હતું. દશમીના દિવસે દિકપાલ, ક્ષેત્રપાલનું પૂજન અને એકાદશીના દિવસે વીસસ્થાનકની પૂજા ભણાવવામાં આવી હતી. બારસના દિવસે શ્રાવકોએ સિદ્ધ ચક્રાદિનું પૂજન કર્યું હતું અને તેરસના દિવસે ચ્યવન–મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. ચતુર્દશીના દિવસે જન્મ મહોત્સવ અને પૂનમના દિવસે સ્નાત્રમહોત્સવ રચવામાં આવ્યો હતો. માઘ વદિ એકમના દિવસે અષ્ટાદશાભિષેક કરવામાં આવ્યો અને બીજના દિવસે પાઠશાળાગમનોત્સવ થયો. ત્રીજના દિવસે વિવાહ–મહોત્સવ, ચોથના દિવસે દિક્ષામહોત્સવ અને પાંચમના

દિવસે નેત્રોન્મીલન ( અંજન શલાકા ) ની ક્રિયા કરવામાં આવી. છઠથી લઇને દશમી સુધી, મંદિર ઉપર કલશ, ધ્વજ, દંડની સ્થાપના સાથે પ્રસાદ પ્રતિષ્ઠા કરવામાં આવી. એકાદશીના દિવસે મંદિરમાં બિંબ પ્રવેશ અને તેમની સ્થાપના કરવામાં આવી. મૂલનાયક તરીકે શ્રીધર્મનાથ તીર્થંકરની પ્રતિમા પ્રતિષ્ઠિત કરવામાં આવી.

આ પ્રશસ્તિ, બૃહત્ખરતર ગચ્છની ક્ષેમશાખાવાળા મહોપાધ્યાય હિતપ્રમોદના શિષ્ય પં. સરૂપે બનાવી, મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ વનમાલીદાસના પુત્ર વિજયરામે લખી અને સલાટ રહેમાનના પુત્ર ઇસફે કોતરી હતી.

( ૫૫૭ )

આ લેખ શત્રુંજય પર્વતના મૂળ શિખર ઉપર આદીનાથની ટુંકમાં, હાથી પોળ આગળ એક પત્થર ઉપર કોતરેલો છે. સં. ૧૮૬૭ ના ચૈત્રસુદી પૂર્ણિમાના દિવસે સમસ્ત સંઘે મળીને એવો એક ઠરાવ કર્યો હતો કે હવે પછી કોઇએ હાથી પોળના ચોકમાં નવું મંદિર ન બંધાવવું. તે ઠરાવની નોંધ આ લેખમાં કરેલી છે. લેખ ગુજરાતી ભાષામાંજ લખાએલો હોઇ સ્પષ્ટ સમજાય તેવો છે.

શત્રુંજય ઉપર લોકો એટલાં બધાં મંદિરો બંધાવવા લાગ્યા કે જેના લીધે લોકોને જવા આવવાના રસ્તાની પણ અડચણ પડવા લાગી. ત્યારે ઘણાક ગામોના આગેવાનો ભેગા થયા તેવા એક પ્રસંગે ઉપરનો લેખ કરી એટલા ભાગમાં તો મંદિરો બંધાવવાનું બંધ કરવામાં આવ્યું.

